# अमदावादी शेठ लालभाई दलपतभाई अने
# तेमनी माता गगा शेठाणी श्राविकाने
# अर्पण पत्रिका

અમદાવાદ એ ગુજરાતનુ પાટનગર છે જૈન કોમનુ તે રાજનગર છે સકલ હિન્દમા શ્વેતામ્બર જૈનોનુ મુખ્ય ધામ હાલ અમદાવાદ છે અમદાવાદમા નગરશેઠ, શાંતિદાસ ઓશવાળ પ્રખ્યાત થયા, તેમનો ઇતિહાસ અ ગ્રા મ મડલ તરફથી બહાર પડ્યો છે અમદાવાદમા હેમાભાઇ શેઠે પોતાની યાદગીરી કાયમ રાખી છે હેમાભાઇ ઇન્સીટ્યુટ તથા પાલીતાણામા ડુગરપર હેમાભાઇની ટુક તથા હેમાભાઇની ધર્મશાળા વગેરેથી અક્ષરદેહે હેમાભાઇ અમર જેવા થયા છે શેઠ હેમાભાઇના સહચારી હઠીશગ શેઠે પણ હેમાભાઇની પેઠે સઘ, વાડી દેરાસર તથા ધર્મશાળાથી પોતાનુ નામ અમર કર્યું છે શેઠ લાલભાઇ નગરશેઠના કુટુબી અને તેમના પિતા, શેઠ દલપતભાઇ ભગુભાઇ માહોશ વ્યાપારી હતા શેઠ દલપતભાઇ વિજાપુરમા શેઠ જનાશા પિતામ્બરની બેન વીજીબેન ઉર્ફે ગગા શ્રાવિકાની સાથે પરણ્યા હતા ગગાબેનનો જન્મ હરીભાઇની વાડીમા અજનનામ થઇ તે પહેલા એક બે વર્ષે થયો હતો ગગાબેન શેઠાણીના કુકુમ પગલાથી તથા ગુરૂ મહારાજ શ્રી નેમિસાગર ગુરૂના આશીર્વાદથી શેઠ દલપતભાઇ લક્ષાધિપતિ થયા, અને તેમણે વિ સ ૧૯૨૦ લગભગમા પોતાના નામે વડો કરાવ્યો અને તે હાલ દલપતભાઇ ભગુભાઇના વડાના નામથી પ્રસિદ્ધ છે શેઠ લાલભાઇ દલપતભાઇનો જન્મ વિ સ ૧૯૧૯મા થયો, શેઠ દલપતભાઇએ તેમને વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણી આપવામા ખામી રાખી નહોતી શેઠ દલપતભાઇએ વિ સ ૧૯૨૧મા પાલીતાણા સિદ્ધાચલનો સઘ કાઢ્યો, અને શેઠ નરસિહ કેશવજીએ કરાવેલ અજન શલાકામા પોતે કરાવેલ ૪૫-૫૦ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી તથા તેમણે ને માવમા સારૂ ઉજમણુ કર્યું શેઠ દલપતભાઇની જૈન દેવગુરૂ ધર્મપર અડગ શ્રદ્ધા હતી તથા તેમનાપર શ્રી નેમિસાગરજી, શ્રી રવિસાગરજી, શ્રી બુટેરાયજી, શ્રી આત્મારામજી વગેરેના ધાર્મિક ઉપદેશની સારી અસર થઇ, શેઠ દલપતભાઇને પાલીતાણા તીર્થની રક્ષા સેવાભક્તિની સારી લાગણી હતી, શેઠ દલપતભાઇની પત્ની શેઠાણી ગગાબેન તરફથી એક મોટુ બીજુ ઉજમણુ

થયુ ગગાબેન ગગાણીને શ્રી રવિસાગરજી ઉપર ગુરૂભાવ હતો શેઠ દલપતભાઇ ભગુભાઈનુ વિ સ ૧૯૪૬મા મરણ થયુ તે વખતે શેઠ લાલભાઇની સત્તાવીસ વર્ષની ઉમર હતી લાલભાઇ શેઠે ૧૯૫૪-૫૫મા મીલ કરી મીલ એજન્ટ થયા. લાલભાઇ શેઠ વ્યાપારમા બાહોશ થયા. તેમજ સરકારમા પણ પોતાનો મોભા વધારી પ્રતિષ્ઠિત થયા તેમજ રેલ્વે વગેરે કાર્યોમા પણ તેઓ પોતાના અધિકાર પ્રમાણે કાર્ય કરવા લાગ્યા

શેઠ લાલભાઇ શ્રી સિદ્ધાચલ વગેરે તીર્થોની રક્ષામા ભાગ લેવા લાગ્યા. અમદાવાદમા સ્થપાયલી શ્રી આણદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ તરીકે ચુટાયા તથા નગરશેઠ મયાભાઇ પ્રેમાભાઇના મરણ પછી તેમના વહીવટ કર નારા ટ્રસ્ટી થયા અને નગરશેઠ મયાભાઇની મિલ્કતનો સારી રીતે તેમણે વહીવટ કર્યો તેમજ તે મીલના ધધામા બાહોશીથી સારી રીતે આગળ વધ્યા પાલીતાણાના ઠાકોરની સાથે સિદ્ધાચલ તીર્થના કેશમા ફીરોજશાહ મહેતા બારીષ્ટરની સાથે સારી રીતે બાથ ભીડીને રાજકોટના પોલીટીકલ એજન્ટની આગલ પોતે ફાવ્યા તેથી જૈન કોમમા તેમનુ નામ જ્યા ત્યા વખણાવા લાગ્યુ લોર્ડ કર્ઝન જ્યારે આબુપર આવ્યા અને સરકાર તરફથી લોર્ડ કર્ઝને આબુજીના જૈન દેરાસરો સુધરાવવા માટે, આબુજીપર શેઠ લાલભાઇ દલપતભાઇને જણાવ્યુ તે વખતે શેઠ લાલભાઇએ બાહોશથી જવાબ આપ્યો કે હુ પોતે દેરાસર સુધારવા માટે દશ-વીશ લાખ રૂપીયા આપી શકુ તેમ છુ તેમજ શેઠ મનસુખભાઇ ભગુભાઈ પણ મારા કરતા વિશેષ રૂપીયા આપી શકે તેમ છે અને બીજા શેઠીયાઓની વાત તો જુદી છે સરકાર તરફથી તમો કેટલા રૂપીયા આપી શકો તેમ છો ? લોર્ડ સાહેબ તો શેઠ લાલભાઇના આવા વચનથી ચૂપ થઇ ગયા અને દેરાસર સબધીમા વચ્ચે હાથ ઘાલવાની વાત ગળી ગયા અને જૈનકોમની પ્રશસા કરી. વિ સ ૧૯૬૨મા મારો સાધુદશામા શેઠ લાલભાઈ સાથે પરિચય થયો. તેમના વડામા મારૂ બે માસ સુધી રહેવાનુ થયુ હતુ, તેથી તેમના ગુણોનો મને પરિચય થયો. વિ સ ૧૯૬૨મા અમારા ઉપદેશથી દાનવીર શેઠ લલ્લુભાઇ રાયજીએ જૈન બોર્ડીંગની સ્થાપના કરી તે પ્રસગે શેઠ લાલભાઇએ પણ બોર્ડીંગના ફડમા ટીપ ભરાવી હતી પોતાની માતાની આજ્ઞાને તેઓ પ્રભુની અને ગુરૂની આજ્ઞા જેવી માનતા હતા. જૈન શ્વેતાબર અને દિગબર વચ્ચે સમેતશિખર તીર્થ સબધી કેસ ચાલતો હતો. શેઠ લાલભાઇને એક ઘડીની

પણ ફુરસદ મળતી નહોતી, તોપણ ગ ગામેન શેઠાણીના હુકમથી સર્વ કાર્યો પડ તા મુકીને તે સમેતશિખર ગયા ત્યા કલકત્તામા આગગાડીથી હાથને ઘણી ઇજા થઇ તોપણ તેમણે પોતાના કાર્યમા અગતા રાખી, અને જૈન બોર્ડીંગ ઉપર મદદ મોકલી વિ. સ ૧૯૬૩ મા અમદાવાદમા જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોન્ફરન્સ ભરાવવામા તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો, અને શેઠ મનસુખભાઇ ભગુભાઇના જોકે પહેલા કોન્ફરન્સ નહીં ભરવા સબધી વિચારો હતા તોપણ તેમને મેળવી લીધા અને તે વખતે શેઠ, લાલભાઇએ મોટી સખાવત જાહેર કરી અને તેમાથી પોતાની માતાના નામે શેઠાણી ગગાબાઇ જૈન કન્યાશાળાની સ્થાપના કરી તથા પોતાના પિતાના નામે શેઠ દલપતભાઇ ભગુભાઇ ધર્મશાળા. ( મરીચી પોળમા ) બધાવી કે જેનો પરદેશી જૈનો હાલ પણ લાભ લે છે શેઠ મનસુખભાઇ ભગુભાઇએ પણ જૈન કોન્ફરન્સમા મારી સખાવત જાહેર કરી અને તેમણે અનેક દેરાસરોના જીર્ણોદ્ધારો તથા એક જૈન સ્કુલ ચલાવવી શરૂ કરી કે જે હાલ પણ ચાલે છે આણદજી કલ્યાણજીની પેઢી વગેરેના ધાર્મિક કાર્યો કરવામા શેઠ લાલભાઇ અને મનસુખભાઇ એ બેની હેમાભાઇની તથા હઠીભાઇના જેવી રામ લક્ષ્મણની જોડી હતી અને સપીને કાર્ય કરતા હતા તારગાજીના કાર્ય માટે જ્યાર તારગાજીમા દિગબર મહાસભા ભરાઇ હતી તે વખતે મે ગોધાવીથી વિહાર કરીને અમદાવાદ મુકામ કર્યો અને બન્ને મારી પાસે આવ્યા અને જૈ૦ શ્વે૦ કોમ તરફથી બન્નેએ સારી રીતે કાર્ય પાર પાડ્યુ, મારી પાસે તેમજ શ્રીમાન્ વિજયનેમિસૂરિજીની પાસે બન્ને વારવાર આવતા હતા. લાલભાઇ શેઠ દરરોજ સામાયિક અને પ્રભુપૂજા તથા માતાના પગમા પડી નમન કરવુ એ ત્રણ કાર્ય ચૂકતા નહોતા

દરરોજ તેઓ સામાયિકમા શ્રીમાન્ આનન્દઘનજીના પદો તથા વૈરાગ્ય ભાવવાળા પુસ્તકો વાચતા હતા માતાજીની આજ્ઞા ગમે તેવી હોય તોપણ તે ઉઠાવતા હતા. તે માતૃભક્ત હતા તે કહેતા હતા કે એક તરફ મારી માતા અને એક તરફ આખી દુનિયા દુનિયા ખીજે અને માતા જેથી રજે તો દુનિયાની ખીજ સહીને પણ માતાની રીઝ પામવી આવી તેમની માતૃભક્તિની અચળ શ્રદ્ધા હતી વિ. સ ૧૯૬૮ ના જેઠ વદિ પાચમની સવારમા તેમણે સ્વમાતાના ખોળામા માથુ મૂકી શરીરનો ત્યાગ કર્યો અને શુભ ગતિ પામ્યા તેમણે પોતાના જીવતા છેલ્લા વર્ષમા પોતાના ભાઇ, મણિભાઇને તથા શેઠ જગાભાઇને

મિ જ્ઞાનો સદ્વિયાગે ભાગ લેવો આપ્યો શે૦ લાલભાઈની અધ્યાત્મજ્ઞાન પર તથા તત્ત્વજ્ઞાન ઉપર ઘણી રૂચિ હતી તથા પાશ્ચાત્ય જડવાદના સુધારાનુ અનુકરણ કરવામા તેઓ હિંદની અને ધર્મની પડતી માનતા હતા જૈન કોમ પર શેઠ લાલભાઈનો ભાગ્યોજ પડતો હતો તેમની વર્તણુક નીતિવાળી હતી તે વ્યસનરહિત હતા સામાયિક પૂજા કર્યા વિના ખાતા નહોતા વ્યાખ્યાન પણ સાભળતા હતા જૈન ધર્મ પર શ્રદ્ધાળુ હતા અને સાધુ ગુરૂઓના ઉપદેશને –આજ્ઞાને માન્ય કરતા હતા મોજશોખ વાસાદ અને ભપકાથી દૂર રહેતા હતા અને મા_ વતન ધારતા હતા તેમના ત્યા મોટા વગેરે ગામ હોવાથી સરકાર તરફથી તેમને સરદારની પદવી મળી હતી તેમનામા અભિમાન નહોતુ, જૈન કોમના નાના બાળકની વાત પણ સારી રીતે સાંભળતા હતા જૈન કો ફર સના જન રલ સેક્રેટરી તરીકે જૈન કોમમા કેળવણી પ્રચાર કરવામાં તેઓ આગેવાની ભર્યો ભાગ લેતા હતા તેમના વિચાર પ્રમાણે કેટલાક કેળવ ય । જૈનો ચાલ્યા હોત તો જૈન કાન્ફર સ પડી ભાગવા જેવી સ્થિતિમા આવત નહીં શે૦ લાલભાઈએ શ્રાવક ધર્મ પાળવામા તીર્થની સેવામા અને જૈન સ ઘનો સેવામા સારી પ્રવૃત્તિ કરી હતી શે લાલભાઈની મોટ દાન આપનાથી પૂરી ન થ તેમ નથી પ જાબી દાનવિજયજી જેવા સાધુઓની આગળ ગમ આપને કાર્ય કરવામા લાલભાઈની તથા શે મનસુખભાઈની ખોટ પડી છે જે લાલભાઈના ત્રણ પુત્રો છ તેમના પિતાના પેરે તેઓ પણ જૈન કોમની સેવાભક્તિ કરવામા તથા ધર્મકાર્યો કરીને આપના કરતા સવાઈ થવાની ઇચ્છાવાળા તથા પ્રવૃત્તિવાળા થાઓ ! શેઠ લાલભાઈએ અમારા વ્યાખ્યાનો સાભળ્યા છે તેમનામા અધ્યાત્મ જ્ઞાનની રૂચિ ખીલી હતી શેઠાણી ગગાબેને સર્વ તીર્થોની યાત્રા કરી છે અનેક ગરીબોને દાન આપ્યા છે હજી સુધી વૃદ્ધાવસ્થામા શેઠાણી ધર્મકૃત્યોમા બળવીર્ય ફેરવે છે તેથી શેઠ લાલભાઈને તથા તેમની માતાને આ લઘુ પુસ્તક ગુણાનુરાગે અર્પણ કરવામા આવે છે શેઠ મણિભાઈની પાસે પણ શેઠાણીએ લાલભાઈ શેઠના મરણ પછી આદીશ્વરનો દેરાસર _ણોદ્ધાર વગેરે કાર્યો કરાવ્યા છે તેથી તે બનેના ગુણોથી આકર્ષિત થઈ તેમને આ પુસ્તક અર્પણ કરૂ છુ

**इत्येव ॐ अर्हं महावीर शान्ति**

સ ૧૯૮૦ ના કા સુ. ૧૨. \
વિજાપુર

લે० બુદ્ધિસાગર

# નિવેદન

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમ ડલ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્ર થમાળાના ગ્ર થાક ૮૯ તરીકે આ ગ્ર થ છપાવી બહાર પાડવામા આવે છે આ ગ્ર થના મૂળ દુહા શ્રી વિમળહર્ષસૂરિના શિષ્ય પ૦ શ્રી પ્રેમવિજયજીએ સ ૧૯૬૭ મા ઉજ્જયિની નગરીમા બનાવેલા છે જે આત્મજ્ઞાન તેમજ વૈરાગ્યથી ભરપૂર છે તેનાપર વિવેચન, અધ્યાત્મજ્ઞાનરસિક તત્ત્વજ્ઞાની આચાર્યમહારાજશ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીમહારાજે ઘણુ ઉત્તમ રીતે કરેલુ છે એ રીતે આ ગ્ર થ ભવ્ય જીવોને અ તરાત્મદષ્ટિ કરવાને એક ઉત્તમ સાધનરૂપ છે આશા છે તેનો વાચકો તરફથી બહોળા પ્રમાણમા લાભ લેવાશે કે જેથી લેખક તથા પ્રકાશકનો શ્રમ સફળ થાય

આ ગ્ર થ છપાવવામા પેથાપુર નિવાસી શેઠ સાકરચ દ હુકમચ દ આકોલાવાળાએ રૂા ૨૦૦) મદદ તરીકે આપ્યા છે તે બદલ તેમનો આભાર માનવામા આવે છે

મુ. પાદરા<br>મહાસુદ ૧૧<br>૧૯૮૧ } અધ્યાત્મજ્ઞાન પ્રસારક મ ડળ<br>હા. વકીલ મોહનલાલ હીમચ દ

# પ્રસ્તાવના.

વિ સ ૧૯૬૨ મા માળવા દેશની ઉજ્જયનિ નગરીમા તપાગચ્છીય શ્રી વિમલહર્ષ ઉપાધ્યાયજીના શિષ્ય પ શ્રી પ્રેમવિજયજી મહારાજે ગુજરાતી ભાષામા તેમના ગુરૂના શિષ્યબધુ પ શ્રી રત્નહર્ષની સાનધ્યથી આત્મશિક્ષાભાવના નામનો ગ્રથ ૧૮૦ ગાથા-દુહામા રચ્યો છે તેની એક જૂની પ્રતિ પેથાપુરમા પ્રવર્તક શ્રી ઋદ્ધિસાગરજી પાસેથી મળી આવી તેના આધારે આ ગ્રથના દુહા છપાવ્યા છે, શોધ કરતા બીજી પ્રતિ ન મળવાથી તેજ પ્રતિ ઉપરથી દુહા લખી તેનુ વિવેચન કરી તેનુ નામ **आत्मशिक्षाभावनाप्रकाश**, રાખવામા આવ્યુ છે આ દુહા પ્રથમ અવ્યવસ્થિત દશામા અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મ ડલ તરફથી છપાયેલા પણ તેમા અન્યકૃત દુહા સેળભેળ થયેલા હોવાથી હાલ આ પ્રતિ ઉપરથી તે દુહા જુદા પાડી તે ઉપર વિવેચન કરવામા આવ્યું છે જે પૃષ્ઠ ૧થી ૭૫ સુધીમા છપાયા છે અને તે પછી બાકીના પ્રસ્તાવિક દુહા કે જે અર્વાચીન પડિત મુનિયો કૃત છે તે, દાખલ કરી તેના પર વિવેચન કરવામા આવ્યુ છે અને તેનુ નામ **प्रस्ताविक आत्मबोधकदुहा** રાખવામા આવ્યુ છે

પેથાપુરમા વિ મવત્ ૧૯૮૦ ના ચોમાસામા આ ગ્રથ લખવાની શરૂઆત કરી આત્મદર્શન, આત્મસમાધિ શતક, અધ્યાત્મગીતા, પરમાત્મ દર્શન, આત્મસ્વરૂપ-જીવકપ્રબોધ-વિગેરે ગ્રથો લખવામા તેમજ અન્ય ગ્રથોના પ્રુફો જોવામા તથા જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન-ધ્યાન વિગેરેમા ઘણો વખત જતો હોવાથી આ ગ્રથનુ વિવેચન અતિ સક્ષેપથી કર્યુ છે પેથાપુરમા ધાર્મિક પુસ્તક લેખન તથા શોધન પ્રવૃત્તિ તથા ધ્યાન સમાધિમા ઘણો વખત વીતાડવામા આવ્યો હતો અન્ય સ્થળો કરતા પેથાપુરના ચોમાસામા સત્તર-અઢાર ગ્રથોના પ્રુફ સુધારવાની વિગેરે ઘણી ધાર્મિક પ્રવૃતિ સેવવામા આવી હતી શરીરની માદગીના લીધે બાકીના કાર્યો અતિ ત્વરાથી કરવામા પુરૂષાર્થ સેવ્યો હતો

પેથાપુરમા સાબરમતી નદીના આઘા (કોતરો) હોવાને લીધે ત્યા ધ્યાન-સમાધિ કરવાની અનુકુળતા ઉત્તમ પ્રકારની હતી. રૂદન ચોતરો -ગુરૂએટ આદિ સ્થાનોમા ધ્યાન ધરવાથી ઘણો આત્માનદ પ્રગટતો હતો તેમજ આત્મસમાધિમા સ્થિરતા રહેતી હતી વળી વ્યાખ્યાન સિવાયના વખતમા શ્રાવકોનો અલ્પ પરિચય રહેતો હતો, અને રાત્રીના વખતમા તો ખાસ કારણ વિના તેઓ પરિચય સેવાતો ન હો

# श्री अध्यात्मज्ञानप्रसारक मडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमाळामा

### प्रगट थयेल ग्रन्थो

| ग्रथांक | | पृष्ठ | किंमत. |
|---|---|---|---|
| १ | क भजन समह भाग १ लो | २०० | ०-८-० |
| * १ | अध्यात्म व्याख्यानमाळा | २०६ | ०-४-० |
| * २ | भजनसमह भाग २ जो | ३३६ | ०-८-० |
| * ३ | भजनसमह भाग ३ जो | २१५ | ०-८-० |
| * ४ | समाधिशतकम् | ६१० | ०-८-० |
| ५ | अनुभवपचिशी | २४८ | ०-८-० |
| ६ | आत्मप्रदीप | ३१५ | ०-८-० |
| * ७ | भजनसमह भाग ४ थो | ३०४ | ०-८-० |
| ८ | परमात्मदर्शन | ४०० | ०-१२-० |
| * ९ | परमात्मज्योति | ५०० | ० १२ ० |
| *१० | तत्त्वबिंदु | २३० | ०-४-० |
| *११ | गुणानुराग ( आ बीजी ) | २४ | ०-१-० |
| *१२-१३ | भ० स० भाग ५ मो तथा ज्ञानदीपिका | १६० | ०-६-० |
| *१४ | तीर्थयात्रानु विमान ( आ बीजी ) | ६४ | ०-२-० |
| *१५ | अध्यात्मभजन पद समह | १६० | ०-६-० |
| १६ | गुरुबोध | १७४ | ०-८-० |
| *१७ | तत्त्वज्ञानदीपिका | १२४ | ०-६-० |

| | | |
|---|---|---|
| १८ गहूलीसग्रह भा १ | ११२ | ०-३-० |
| *१९-२० श्रावकधर्मस्वरूप भाग १-२ ( आवृत्ति त्रीजी ) | ४० | ४०-१-० |
| *२१ भजनपदसग्रह भाग ६ ठो | २०८ | ०-१२-० |
| २२ वचनामृत | ८३० | ०-१४-० |
| २३ योगदीपक | ३०८ | ०-१४-० |
| २४ जैन ऐतिहासिक रासमाळा | ४०८ | १-०-० |
| *२५ आनन्दघनपद (१०८) भावार्थसग्रह, | ८०८ | २-०-० |
| *२६ अध्यात्मशान्ति ( आ बीजी ) | १३२ | ०-३-० |
| २७ काव्यसग्रह भाग ७ मो | १५६ | ०-८-० |
| *२८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति | ९६ | ०-२-० |
| *२९ कुमारपाळ ( हिंदी ) | २८७ | ०-६-० |
| ३० थी ४-३४ सुखसागर गुरुगीता | ३०० | ०-४-० |
| ३५ षड्द्रव्यविचार | २४० | ०-४-० |
| *३६ विजापुर वृत्तात | ९० | ०-४-० |
| ३७ सावरमतीकाव्य | १९६ | ०-६-० |
| ३८ प्रतिज्ञापालन | ११० | ०-५-० |
| *३९ ४०-४१ जैनगच्छमतप्रबध, सघप्रगति, जैनगीता | ३०४ | १-०-० |
| ४२ जैनधातुप्रतिमा लेख स भा १ | | १-०-० |
| ४३ मित्रमैत्री | | ०-८-० |
| *४४ शिष्योपनिषद् | ४८ | ०-२-० |

| | | |
|---|---|---|
| ४५ जैनोपनिषद् | ४८ | ०—२—० |
| ४६—४७ धार्मिक गद्यसंग्रह तथा सदुपदेश भा १ लो | ६७६ | ३—०—० |
| ४८ भजनसंग्रह भा ८ | ९७६ | ३—०—० |
| *४९ श्रीमद् देवचंद्र भा १ | १०२८ | २—०—० |
| ५० कर्मयोग | १०१२ | ३—०—० |
| ५१ आत्मतत्त्वदर्शन | ११२ | ०-१० ० |
| ५२ भारतसहकारशिक्षण काव्य | १६८ | ०-१०-० |
| ५३ श्रीमद् देवचंद्र भा २ | १२०० | ३—८—० |
| ५४ गहुली संग्रह भा २ | १३० | ०—४—० |
| ५५ कर्मप्रकृतिटीकाभाषांतर | ८०० | ३—०—० |
| ५६ गुरुगीत गहुलीसंग्रह | १९० | ०-१२ ० |
| ५७—५८ आगमसार अने अध्यात्मगीता | ४७० | ०—६—० |
| ५९ देववंदन स्तुति स्तवन संग्रह | १७५ | ०—४—० |
| ६० पूजासंग्रह भा १ लो | ४१६ | १—०—० |
| ६१ भजनपद संग्रह भा ९ | ५८० | १—८—० |
| ६२ भजनपद संग्रह भा १० | २०० | १—०—० |
| ६३ पत्रसदुपदेश भा २ | ५७५ | १—८—० |
| ६४ धातुप्रतिमालेख संग्रह भा २ | १८० | १—०—० |
| ६५ जैनदृष्टिए इशावास्योपनिषद् भावार्थ विवेचन | ३६० | १—०—० |
| ६६ पूजासंग्रह भा १—२ | ४१५ | २—०—० |
| ६७ स्नात्रपूजा (बुद्धिसागरसूरिकृत) | | ०—२—० |
| ६८ श्रीमद् देवचंद्रजी अने तेमनु जीवनचरित्र | | ०—४—० |

| | | |
|---|---|---|
| ६६-७२ शुद्धोपयोग वि० संस्कृत ग्रंथ ४ | १६० | ०-१२-० |
| ७३-७७ सत कर्तव्य वि० संस्कृत ग्रंथ ९ | १६८ | ०-१२-० |
| ७८ लाला लजपतराय श्रने जैनधर्म | १०० | ०-४-० |
| ७९ चिन्तामणि | १२० | ०-४-० |
| ८०-८१ जैनधर्म श्रने ख्रीस्तिधर्मनो मुकाबलो तथा जैनख्रीस्ती सवाद | २२० | १-०-० |
| ८२ सत्यस्वरूप | २०० | -१२-० |
| ८३ ध्यानविचार | ५५ | |
| ८४ आत्मशक्तिप्रकाश | १४० | ०-४-० |
| ८५ सांवत्सरिक क्षामापना | ८० | ०-३-० |
| ८६ आत्मदर्शन (मणिचन्द्रजीकृत सज्झाया) सु विवेचन | १५० | ०-४-० |
| ८७ जैन धार्मिक शंका समाधान | ५५ | ०-२-० |
| ८८ कन्याविक्रय निषेध तथा बाल लग्न निषेध | २२० | ०-६-० |
| ८९ आत्मशिक्षाभावना प्रकाश | १०८ | ०-७-० |
| ९० आत्मप्रकाश | | |

९१ ગુજરાતી શોક વિનાશક ९२ તત્ત્વવિચાર.



## छपाता ग्रन्थो.

१ जैन धे० प्रश्नमालिका
२ जीवकप्रबोध
३ श्री देवचन्द्रजी निर्वाणरास
७ परमात्मदर्शन
श्रीमद् (देवचन्द्र जीवनचरित्र)
८ अध्यात्मगीता

३ मोटु विजापुर वृतांत — ९ आत्मसमाधि शतक

४ * श्रीयशोविजयजी निबंध — १० भजनसंग्रह भाग ११ मो

५ आत्मस्वरूप — ११ जैनसूत्रमां मूर्ति पूजा

પુસ્તકો મળવાના ઠેકાણા —

**૧ વકીલ મોહનલાલ હીમચંદ**

**પાદરા** (ગુજરાત)

૨ આત્મારામ ખેમચંદ
માણુંદ (જીલ્લે અમદાવાદ)

૩ ભાખરીઆ મોહનલાલ નગીનદાસ
૧૯૨-૯૪, બજારગેટ કોટ—મુંબઈ

૪ શેઠ નગીનદાસ ગેચચંદ ભાખરીઆ
મહેસાણા

૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર
જૈન જ્ઞાનમંદિર

૬ બુકસેલર મેઘજી હીરજી
પાયધુની—મુંબઈ

૭ શેઠ રતિલાલ કેશવલાલ—માંતિજ

૮ શ્રીમદ્ બુદ્ધિસાગર મંડલ—પેથાપુર.

—※(◎)※—

* आ निशानीवाळा ग्रंथो शीलकमां नथी

श्री प्रेमविजयजीकृत—

# ॥ गुजराती आत्मशिक्षाभावनाग्रन्थ ॥

दुहा

श्री जिनवर मुखवासिनी, जगमें ज्योति प्रकाश,
पद्मासन परमेश्वरी, पूरे वाछित आश. ॥ १ ॥
ब्रह्मसुता गुण आगलि, कनककमंडलु सार,
वीणा पुस्तकधारिणी, तु त्रिभुवन जयकार. ॥ २ ॥
श्री सरस्वती निज पाए नमी, मन धरी हर्ष अपार,
आतमशिक्षा भावना, भणु सुणो नरनार. ॥ ३ ॥
रे जीव !! सुण तु बापडा, तु हीये विमासी जोय,
आपस्वारथ सहु मिल्यु, ताहरु नहीं जग कोय. ॥ ४ ॥
धर्म विना सुण जीवडा, तु भमीओ भव अनत,
मूढपणे भव तें किया, ईम बोले भगवत. ॥ ५ ॥

## आत्मशिक्षा भावार्थ—

प्रणम्य परमात्मानं, महावीर जिनेश्वरम्,
भावार्थमात्मशिक्षाया करोमि भव्यहेतवे ॥

ભાવાર્થ—આત્મશિક્ષાના કર્ત્તા મંગલાચરણ [illegible] શિક્ષા દેવા માટે ગુજરાતી ભાષામાં આત્મશિક્ષા [illegible] કે હે આત્મન્ ! તું હૃદયમાં વિચારી જો કે આ જગત્‌માં જે જે [illegible] દેખાય છે તે સર્વે સ્વાર્થના સંબંધી છે, તેમાં તારૂં કોઈ [illegible] કરવામાં પુણ્ય સાહાય્યકારી છે દુનિયામાં [illegible] વહાલું અંગ કટોકટીના દુઃખ પ્રસંગે દૂર ભાગી જાય છે, [illegible] વહાલા [illegible] કોઈ સામું પણ જોતું નથી માટે હે ચેતન !! તું ચેત અને [illegible]દામિની,

પુત્ર, ઘરબાર, સગા વ્હાલમા મોહથી મમતા કરીશ નહિ તારૂ જે શરીર છે તે પણ તારૂ નથી પાણીના પરપોટા જેવુ શરીર છે, તેમા પણ મનતાભાવ ધારણ કરીશ નહી આ ભવમા ને પર ભવમા સાહાય્યકારી ધર્મ છે, ધર્મ વિના કોઈનુ શરણુ નથી, ધર્મ વિના તુ ચોરાશીલાખજીવયોનિમા અનતી અનતીવાર, અનતા અનત જન્મ મરણ કરી અનત અનત દુખ પામ્યો અને ત્યા તુ જ્ઞાન વિના ધર્મ કરી શક્યો નહી આત્મા જન્મ જરા મરણ કરવાનુ કારણ કર્મ છે કર્મથકી જન્મ જરા મરણ થાય છે અનાદિ કાળથી આત્માની સાથે કર્મ લાગ્યુ છે, અનાદિકાળથી જગત છે અને અનાદિકાળથી અનતા જીવો જગત્મા છે જીવ અને અજીવ એ બે દ્રવ્યની અનાદિકાળથી સૃષ્ટિ વર્તે છે અને અનતકાળ સુધી રહેવાની તેમાથી જ જીવને ગુરુની કૃપાથકી સમ્યગ્જ્ઞાન થાય છે તે અધર્મનો ત્યાગ કરીને ધર્મને પામે છે અને ધર્મની આરાધના કરીને મોક્ષ પામે છે સર્વજ્ઞ શ્રીમહાવીર દેવ કહે છે કે જે આત્માની શુદ્ધતા કરે છે તેજ મોક્ષ પામે છે માટે હે ચેતન ! તુ ચેતી લે અને સસારમા ફક્ત એક ધર્મ જ સારભૂત છે બાકી બીજુ બધુ અસાર છે, એમ જાણીને સર્વપ્રમાદો ટાળીને આત્મધર્મની આરાધના કર !! ધર્મજીવને જીવવુ તેજ આત્માનુ જીવન છે રાગ દ્વેષના અને કામેચ્છાઓના જીવનથી જીવવુ તે જડજીવન છે ખાવા પીવાથી જીવવુ તે દેહજીવન છે અને ઇન્દ્રિયોના વિષયોના ભોગો માટે જીવવુ તે ઇન્દ્રિયજીવન છે, જ્ઞાનાનદરમણતાથી જીવવુ તે શુદ્ધાત્મજીવન છે શુદ્ધાત્મ જીવન અનત છે, શુદ્ધાત્મજીવન અત રમા છે મોહના નાશથી આત્મજીવનના આવિર્ભાવ થાય છે જડરસના આનદથી જીવનાર અને જીવવાની મોહવૃત્તિ ધારણ કરનારાઓ બહિરાત્માઓ છે અને તે અનાર્યો છે, તેઓ કર્મના ગુલામો છે અને મરીને કર્મના ગુલામો બને છે આત્માના સત્ય જ્ઞાનાનદરસના અભિલાષી જીવો છે તેજ અન્તરાત્માઓ છે અને તેજ આર્યો છે, તે ખરા ભક્તો યોગીઓ જ્ઞાનીઓ સતો છે આત્મા તેજ પ્રભુ-પરમાત્મા છે અને તે રામ છે, વિવેક છે તે લક્ષ્મણ છે, સમકિત છે તે જનકરાજા છે સમતા છે તે સીતા છે, મોહ છે તેજ

ગવણુ છે અને પ્રેમ છે તે હનુમાન્ છે, મન છે તે દેશ છે, તૃષ્ણા તે લ કા છે, શરીરમા રહેલ આત્મા તેજ ઈશ્વર છે અને તેમાથી પ્રગટતી જ્ઞાનની સ્ફુરણા તેજ અન્તરધ્વનિ પ્રેરણા છે, આત્મા તેજ અસ ખ્ય પ્રદેશી હોવાથી મહાન્ વિભુ છે, દુનિયાના લોકો પ્રભુના એ કડો ભાષામા જે જે નામો બોલે છે, તે આત્મજ્ઞાનથી ઉદ્ભવેલા છે અને તે આત્મ પ્રભુના છે એમ સમજીને આત્માનો ધર્મ ચિદાન દરૂપ છે તે સમજવો ચિદાન દની જે જે અ શે પ્રગટતા થાય છે તે તે અ શે આત્મપ્રભુનુ પ્રાકટ્ય થયુ જાણ ! ! હે આત્મન્ ! તારો ધર્મ ઓળખીને આત્મામા સ્થિર થા તુ જ્યારે ખરા નિશ્ચયની લગનીથી આત્મધર્મની આરા ધના કરવા ઉઠીશ, ત્યારે ખરેખર તુ મોહનો ક્ષય કરીને આત્મધર્મને પ્રગટ કરી શકીશ હે આત્મન્ ! આત્માનો ધર્મ પ્રગટ કરવામાટે મન, વાણી અને કાયાના સાધન વિના લક્ષ્મીઘર વગેરે કોઈ સાધનની જરૂર નથી બાહ્ય જડવસ્તુઓમા સુખની બુદ્ધિ થાય છે તે મિથ્યા માનીને આત્માના પરમાન દરૂપ ધર્મને પ્રગટાવવા આત્મામા અર્પાઈ જા ! ! અને જીવતા સમાર્ગને ભૂલી આ મામા જાગ !

लाखचोराशी योनिमा, फरी फरी लियो अवतार,
एकेकी योनिमली अनत अनतीवार ॥ ६ ॥
चउदराज परमाणुआ, सोय अग्गतोय ठाम,
कर्मवशे जीव तु भम्यो, मूरख चेत न ताम ॥ ७ ॥
निगोद सूक्षम बादर, पुद्गल अनत अपार,
एतो काल तु तिहा रह्यो, हवे करहइये विचार. ॥ ८ ॥
सास उसासा एकमे मरण सत्तर अधकीध,
सूक्षम निगोदमा वली, ए जिन वचन प्रसिद्ध ॥ ६ ॥
नरयतिगलेन्द्री तिर्यगति, भव कीया बहु हेव,
भुवनपति व्यतर ज्योतिषी, अोर विमानिकदेव ॥१०॥

ભાવાર્થ—ચૌદરાજલોકના આકાશના અસ ખ્યાત પ્રદેશ છે આકાશના એક એક પ્રદેશે અસ ખ્યાતી નિગોદો છે નિગોદના અસ ખ્ય ગોલા છે એક એક આકાશના પ્રદેશમા

એક એક ધર્માસ્તિકાયનો અને એક એક અધર્માસ્તિકાયનો પ્રદેશ રહ્યો છે, અને આકાશના એક એક પ્રદેશે અનતા જીવો રહ્યા છે, અને આકાશના એક એક પ્રદેશમા અનતા પુદ્ગલ પરમાણુઓ રહ્યા છે એક એક જીવને અનત અનત પુદ્ગલ પરમાણુઓવાળીવર્ગણાઓ લાગી છે ચૌદરાજલોકમા અનતા પુદ્ગલ પરમાણુઓના બનેલા અનત સ્કધો પણ છે તે અનત પરમાણુઓને તથા સ્કધોને પણ અનતી અનતીવાર કર્મની આઠ વર્ગણારૂપે, દેહરૂપે, ગ્રહ્યા અને છ ડયા ચૌદરાજલોકના એકએકપ્રદેશે અનતી અનતીવાર અનત અનત જન્મ લઇને અનત પરમાણુઓને અનતી અનતીવાર આઠ વર્ગણા રૂપે ગ્રહ્યા અને છ ડયા. દુનિયામા એવો એક પણ પરમાણુ નથી કે જેને અનતીવાર અનત રૂપે ગ્રહણ ન કર્યો હોય અને ન છ ડયો હોય, તથા ચૌદ રાજલોકમા એવો એક પણ જીવ નથી કે કે જેની સગે અનતીવાર સગપણના સબધ ન કર્યા હોય, તથા જે જીવો સિદ્ધ પરમાત્માઓ થયા છે, તેઓની સાથે પણ ભૂતકાળમા અનતીવાર અનતરૂપે સગપણના સબધ કર્યા હતા સૂક્ષ્મ નિગોદજીવો, ચૌદ રાજલોકમા કુપલીમા કાજળની પેઠે ઠાસી ઠાસીને ભર્યા છે, તથા બાદર નિગોદના જીવો પણ અનત છે એક સોયના અગ્રભાગ ઉપર બાદર નિગોદનુ જેટલુ શરીર રહે તેટલા શરીરમા અનતા જીવો રહ્યા છે સૂક્ષ્મ અને બાદર નિગોદમા અનત અનત પુદ્ગલ પરાવર્તનના અનત કાળચક્ર સુધી જીવ ભમ્યો પણ અજ્ઞાન મોહથી પોતાનુ શુદ્ધ સ્વરૂપ સમજી શકયો નહીં સૂક્ષ્મ નિગોદમા એક શ્વાસોશ્વાસમા સાડી સત્તર ભવ અધિક કર્યા. એમ હે જીવ! તે નિગોદ અને નરકના દુ ખ ભોગવ્યા તેનો વિચાર કર!! નરકની ગતિમા અને બેરેદ્રિ તેરેન્દ્રિ ચૌરેન્દ્રિમા અનતીવાર ભમ્યો. દેવગતિના ભવ પણ અનતીવાર કર્યા. મહા પુણ્યોદયે દશ દષ્ટાંતે દુર્લભ એવો મનુષ્યજન્મ મળ્યો, હવે તુ વિચાર કે મનુષ્યભવમા જો મોક્ષ ન મેળવ્યુ તો કયા ભવમા મેળવીશ?

इम ममता ममता तैं सीधो, मनुअ जनम अवतार,
मिथ्यातपणे मत्र नीगम्यो, काज न सीधु लगार ॥ ११ ॥

जगमा जीव अछि बहु, एकेकसु अनतीवार,
विविध प्रकारिं सगपण कियो, तु हीया साथ विचार ॥ १२ ॥
तो कुण आपणो पारको, कुण वेरी कुण मित्त,
राग द्वेष टाली करी, करी समता एक चित्त ॥ १३ ॥
पुरव कोडिने आउपे ज्ञानी गुरू अपार,
उत्पत्ति कहे जीउ !! ताहरी, कहेता न आवे पार ॥ १४ ॥
पुत्र पितापणें अनतरे, पिता पुत्र पण जोय,
माता सगपण नारी मलि, नारी पण माता होय ॥ १५ ॥

ભાવાર્થ—અનત પુણ્યોદયથી મળતા અને દશ દષ્ટાતે દુર્લભ એવા મનુષ્યભવો પણ અસખ્યાતી વખત કર્યા પણ ધર્મની પ્રાપ્તિ વિના મનુષ્યજન્મ પણ નિરર્થક ગુમાવ્યા અને આત્માનુ મોક્ષરૂપ કાર્ય સિદ્ધ થયુ નહીં અનત જીવો સાથે અનતીવાર સગપણ કર્યા પણ સત્ય સુખ પ્રાપ્ત થયુ નહીં, ક્રોડગણી મહેનત કરી પણ અણુ જેટલુ સુખ મળ્યુ નહીં અને દુખ તો કરોડો મેરૂ પર્વતના ભાર જેટલુ વેઠવામા આવ્યુ માટે હવે હે ચેતન !! તુ જાગૃત થા હે ચેતન ! તારૂ આ ભવમા કોઈ નથી અને કોઇનો તુ નથી સબધે સર્વ જીવો સાથે મળવુ થાય છે અને વિખરવુ થાય છે માટે જાગ !! કોઇ તારો મિત્ર નથી, કોઇ તારો વૈરી નથી, જેના ઉપર તુ રાગ કરે છે તે તારા રાગી નથી અને જેના ઉપર તુ દ્વેષ કરે છે તેનાથી તારૂ અહિત થવાનુ નથી, માટે રાગ દ્વેષ કેમ કરે છે? રાગદ્વેષ ટાળીને તુ સમતાભાવને સેવ ! ! સર્વ જીવો ઉપર અને અજીવો ઉપર સમભાવ રાખવો. કોઇના ઉપર રાગ રોષ કરવો નહીં એજ આતમાનો સમભાવ યોગ છે માટે એકાગ્રચિત્તથી સમતા ભાવને સેવ !! અને વિભાવમા ચિત્ત ન રાખ પૂર્વકોડી વર્ષનુ જેનુ આયુષ્ય હોય અને જેણે નવમા વર્ષે દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રગટ કર્યુ હોય એવો કેવળજ્ઞાની પણ તારા હે જીવ ! ઉત્પત્તિ સબધી વાણીથી વર્ણન કરે તોપણ તારા સર્વ ભવનુ વર્ણન કરી શકે નહીં કારણ કે હે જીવ ! તુ અનાદિકાળથી જન્મ મરણ કરે છે તેનુ પરિ

પૂર્ણ વર્ણન તો જ્ઞાની જ્ઞાન દ્રષ્ટિથી પણ કરી શકાય. અહીં હે જીવ ! કોઇક વાર તું પિતાપણે ઉત્પન્ન થયો અને કોઇકવાર તું પિતાના પુત્રપણે થયો કોઇકવાર તું સ્ત્રીરૂપે થયો, અને કોઇકવાર તારી સ્ત્રી તારી માતા થઇ અને કોઇકવાર તું પોતાની સ્ત્રીનો બાપ થયો અને સ્ત્રી હતી તે માતા થઇ એમ અનંતજીવોની સાથે તે અનંત અનંતીવાર સગપણ કર્યા, પણ સમ્યગજ્ઞાન વિના તને સત્ય શાંતિ સુખ અનુભવાયું નહીં.

सुतो सुपन जजालमां, पाम्यो जाणे राज्य;
जब जाग्या तब एकलो, तेण राज न सिज काज ॥ १६ ॥
तिम ए कुटुंब मिल्यु सवे, मोटी माया जाल;
आप पोहोत आपणी, तिणमां थाए निसराल ॥ १७ ॥
सोदो लयण जण मिले, जिहां जहि सहीहाट;
आप सारु व्यवसाय करी, फिरि चाल्या निज वाट ॥ १८ ॥
तिम भव ममता सवि मिल्या कुटुंब जोडि जो हाट
पुण्य पाप व्यवसाय करी, जो उतरिइ घाट ॥ १९ ॥
एम कुटुंब मिल्यो कारमो, माय ने वली ताय,
बंधु भगनी मारज्या, को कहितो न कहाय ॥ २० ॥
नव नवा नाटक तु वली, नाच्यो फरी बहुरूप,
नाटक (एक) ? इसु न नाचिया, जो छूटे भवरूप ॥ २१ ॥

ભાવાર્થ—સ્વપ્નામાં કોઇ રાજા થયો અને તેણે રાજ્ય પામ્યું, પછીથી તે જાગીને જુવે છે તો પોતાને એકલો દેખ્યો અને જાણ્યું કે એ તો ખોટી સ્વપ્નની માયા હતી. તો કંઇ રાજા પણ નથી અને મારૂં રાજ્ય પણ નથી એવી રીતે જ્યારે આત્માના જ્ઞાનની દ્રષ્ટિ પ્રગટે છે, ત્યારે આત્મા જાણે છે કે ઘરબાર મારૂં નથી, હું પુરૂષ નથી, તથા સ્ત્રી નથી, તથા નપુંસક નથી, તથા દેહમાં રહ્યો છું પણ તે દેહ મારો નથી સ્વપ્નાની પેઠે સંસારને પણ જૂઠો જાણે છે અને તે સર્વથી પોતાને ન્યારો દેખે છે અને પછીથી તે

સ્વપ્નની માયા જેવી દુનિઆની બાજીમા મુઝાતો નથી કુટુબ કબીલામા માગપણુ માનતો નથી અને અતરથી એમ વિચારે છે કે આ તો બધી ઇંદ્રજાળ છે બજારમા સોદા કરવાને માટે અનેક જાતના લોકો ભેગા થાય છે અને માણુમાથી હાટ ચોટા ભનાઈ ગયેલા દેખાય છે પણુ જ્યારે સૌનો વેપાર પૂરો થાય છે, ત્યારે ચોટામા કાઈ જણાતુ નથી તેમ આ સસારમા કુટુબીઓ ભેગા થયા છે પણુ આયુષ્ય ખૂટે સર્વ મનુષ્યો પોતપોતાના માર્ગે ચાલ્યા જાય છે અને કે કોઈનુ કોઈ શરણુ થતુ નથી જેણે જેવા કર્મ કર્યા હોય છે તેને તેવા કર્મ આનતા ભવમા ભોગવવા પડે છે જેણે પુણ્ય કર્યું હોય છે તે સુખ ભોગવે છે અને જેણે પાપ કર્યું હોય છે તે દુખ ભોગવે છે કોઇના સુખ દુખમા કોઇ ભાગ લઇ શકતુ નથી સસારમા માતા પિતા બેન ભાઇ સ્ત્રી પુત્ર વિગેરે સર્વે ભેગા થયા છે પણુ તે નાટકના પાત્રો સમ છે કારણુ કે સર્વે પોતપોતાનો પાઠ ભજવીને ચાલ્યા જાય છે, પણુ કોઇ કોઇની સાથે જતુ નથી સસારના સર્વ સબધો સ્વાર્થથી થયેલા છે માટે તે કૃત્રિમ છે અર્થાત્ જૂઠા છે ચોરાશી લાખજીવયોનિમા જીવોએ અનતીવાર અનત દેહો ધારણુ કરી નાટક કર્યું પણુ એવા નાટકોથી દુખનો અત આવ્યો નહીં માટે હે ચતન!! તુ એવુ નાટક કર કે જેથી દુખનો અત આવે જન્મ અને મરણુનુ કારણુ મોહ છે અને અજ્ઞાન છે ગુરુગમપૂર્વક અજ્ઞાન અને મોહનો નાશ થાય એવુ સમ્યગ્જ્ઞાન પ્રગટ કર અને ચારિત્રરૂપી વેષ પહેરીને ધર્મરૂપી એવુ નાટક કર કે જેથી કર્મનો નાશ થઈ જાય વારવાર મનુષ્યનો જન્મ મળવો દુર્લભ છે, માટે મનુષ્યજન્મ તુ હવે પામ્યો છે તે ફોગટ ન ગુમાવ!! અને પ્રભુની ભક્તિ તથા ધર્મરૂપી નાટક કરીને એવો નાટકીયો બન કે જેથી સસારનુ નાટક થતુ બધ થઇ જાય

उत्तम कुल नरभव लहीं, पाम्यो धर्म जिनराय,  
प्रमाद मुकी कीजीये, खिण लाखिणो जाय ॥ २२ ॥  
जिसु कीजे तिसु पाइइ, करे तेसा फल जोय  
सुख दु ख आप कमाइइ दोप न दिजे कोय ॥ २३ ॥

दोष दीने निजकर्मने, जेणे नवि कीधो धर्म,
धर्म विना सुख नवि मिले, ए जिनशासन मर्म ॥ २४ ॥
वावी कुरि कोदरी, तो क्यु लणिइ साल,
पुण्य विना सवि जीवडा, आस्या आल पपाल ॥ २५ ॥
आय पहोती आतमा, कोइ नवि राखणहार,
इन्द्र चन्द्र जिनवर वली, गया सवि निरधार ॥ २६ ॥

ભાવાર્થ—હે ચેતન ! ! તું ઉત્તમ કુળ પામ્યો છે ત્હને નીરોગી કાયા મળી છે, ધર્મસાધન કરવાની સામગ્રી મળી છે દેવગુરૂની જોગવાઇ મળી છે હવે તુ પ્રમાદ કરીને લાખીણો એક ક્ષણ પણ ન ગુમાવ ! ! મનુષ્યભવના એક ક્ષણમા પણ મુક્તિ થઇ શકે છે ક્ષણ લાખીણો જાય છ માટે એ ક્ષણ પણ પ્રમાદ ન કર ! ! જૈનધર્મ પામીને તેની આરાધના કરવામા એક ક્ષણ પણ નકામો ન ગુમાવ ! ! હે ચેતન ! ! તુ જવુ કરાશ તેવુ પામાશ જેવી કરણી તેવી પાર ઉતરણી છે આંબો વાવીશ તો કરી પામીશ, અને વિષનુ ઝાડ વાવીશ તો વિષ પામીશ જેવુ કરવુ હોય તેવુ તારા હાથમા છે, માટે હવે જૈન ધર્મની આરાધના કરવામા પ્રમાદ કેમ કરે છે અને જાણીને પણ કેમ ભૂલે છે હે જીવ ! જ્યારે દુ ખ પડે છે ત્યારે તુ કર્મને દોષ દે છે પણ કર્મને તો તુ કરે છે ત્યારેજ થાય છે તારા કર્યા વિના કોઇપણ પુણ્ય અગર પાપકર્મ લાગતુ નથી એ સત્ય સિદ્ધાત છે માટે ધર્મને ધારણ કરી લે ધર્મથી સુખ થાય છે તે નિશ્ચય છે અને એમ જૈન શાસ્ત્રો જણાવે છે આત્માનુ સુખ આત્મામા છે બાહ્ય વસ્તુઓના ભોગથી જે સુખ થાય છે તે ક્ષણિક છે માટે જૈન ધર્મની આરાધના કર અને મિથ્યાભ્રાન્તિ છોડી દે કોદરા વાવીને તુ ભાત પામી શકીશ નહીં માટે પાપકર્મ છાડીને તુ ધર્મની આરાધના કર પરભવ જતા ધર્મ જ સહાય કરે છે જે મનુષ્યો આ ભવમા સુખીઆ દેખાય છે, તેઓએ પૂર્વભવમા પુણ્ય કર્યું હતુ માટે જૈન ધર્મની આરાધના કરવામા જરા માત્ર પ્રમાદ ન કર ! આ દુનિયામા જેટલા જન્મે છે તેટલા બધા મરે છે કોઇ કોઇને કોઇ રાખી શકતુ નથી ઇન્દ્રને પણ મરણ છે, ચન્દ્રને પણ મરણ છે દેવતાઓને પણ મરણ

છે, દેવીઓને પણ મરણ છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાચ શરીર છે જ્યા શરીર છે ત્યા મરણ છે જ્યાં ઇચ્છા છે ત્યા વાસના છે અને જ્યા વાસના છે ત્યા જન્મ છે જ્યા ઇચ્છા છે ત્યા કામ છે અને જ્યા કામ છે ત્યા ક્રોધ છે અને જ્યા ક્રોધ છે ત્યા મોહ છે અને જ્યા મોહ છે ત્યા સર્વ જાતના પાપ છે અને જ્યા સર્વ જાતના પાપ છે ત્યા ચોરાશી લાખ જીવયોનિના ભવો છે માટે હે જીવ તુ ચેત ! તુ પોતાનો પોતાવડેજ ઉદ્ધાર કરી શકીશ અન્ય મને તારશે એવી આશાએ ન બેસી રહેતા સ્વય ધર્મ કર !

मोडामोड न कीजीए, न कीजे मोटि वात ।
कोडि अनतमि वेचीयो, त्यारे किहा गई जात ॥ २७ ॥
आपस्वरूप विचारतु, जो हुइ हियडे सान ।
करणी तेहवी कीजीए, जिम वाधे जगनान ॥ २८ ॥
घडपण धर्म थाये नहीं, जोवन आले (एळे) जाय ।
वच वेगल धसमस करी, पछे फरी पस्ताय ॥ २९ ॥
जरा आवी जोवन गयो, सिरपलीया ते केस ।
ललुता तो छडि नही, न कर्यो धर्म लवलेश ॥ ३० ॥
पंचेंद्रि जिहा परवडा, रोग जरा नावत ।
जोवन चचल आवे सदा, करिले धर्म महत ॥ ३१ ॥

ભાવાર્થ—હે જીવ ! તારે અહકારથી આઠ જાતના મદ ન કરવા જોઇએ, અને પોતાની મોટાઈ તથા આપબડાઇ ન કરવી જોઇએ, અને અહકારથી ન છકી જવુ જોઇએ રૂપમદ, લક્ષ્મીમદ, ઐશ્વર્યમદ, કુટુબમદ, વિદ્યામદ, તપમદ, કુળમદ, જાતિમદ, વગેરે અનેક પ્રકારના મદોથી તારે મોહ ન કરવો જોઇએ અને પોતાનાથી બીજાઓને હલકા ન ગણવા જોઈએ જે જે વસ્તુનો મદ કરવામા આવે છે તેતે વસ્તુઓથી પોતાની હલકાઇ થાય છે નિગોદમા કદ મૂળના અવતારમા તુ ટકાનો પાચમણ વેચાયો હતો, તે વખતે તારો અહકાર ક્યા ગયો હતો ? બીજાઓનો તુ તિરસ્કાર કરે છે પણ

જ્યારે તુ નરકનિગોદમા હતો ત્યારે તારી દશા કેવી હતી ? તેનો તુ વિચાર કર, માટે પોતાનુ શુદ્ધ સ્વરૂપ વિચાર અને જડ ઋદ્ધિ તથા શરીર શકિત, લક્ષ્મી તથા વિદ્યાથી કુલાઈ ન જા અને સ સારમા એવા સારા કૃત્ય કર કે જેથી તારા આત્માનુ ભલુ થાય અને પાપનો નાશ થાય પોતાનામા કેટલાક ગુણો દેખીને અહ કાર ન કર અને અન્યના દોષો દેખીને અન્યોની નિદા ન કર પોતાને બીજાઓ કરતા શ્રેષ્ઠ માની લેવાની ભૂલ ન કર કારણકે ચાર હત્યા કરનારા જીવો પણ ધર્મસામગ્રી મળતા કોટી ભવના કર્મો પણ એક ક્ષણમા નષ્ટ કરી દે છે અને એક ક્ષણમા મુક્તિ પામે છે બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃદ્ધાવસ્થા એ ત્રણ અવસ્થા પૈકી યુવાવસ્થામા ધર્મની સાધના થાય છે પણ ઘડપણમા ધર્મની સાધના થઇ શકતી નથી, માટે યુવાવસ્થાને ફોગટ ન ગુમાવ !! યુવાવસ્થામા કામનુ ઘણુ જોર હોય છે, તેજ વખતે ધર્મ કરીને મોહનો નાશ કરવાની જરૂર છે માટે ધર્મ જો નહીં કરે તો પછીથી ઘણો પસ્તાઈશ ! જુવાન અવસ્થા ગઇ અને જરા આવી, મસ્તકના વાળ ધોળા થયા, આખે અ ધાપો આવવા લાગ્યો, કાન બહેરા થયા, આખો ચુવા લાગી, નાક ચુવા લાગ્યુ, જીભ લથડવા લાગી, ચાલતા પગ ધ્રુજવા લાગ્યા, કાને બરાબર સ ભળાય નહિ, મન પણ સ્થિર ન રહી શકે એવી વૃદ્ધપણાની દશા થતા ધર્મ કરી શકાતો નથી ! માટે સર્વ પ્રકારની અહ તા તથા મમતા મૂકીને યુવાવસ્થામા જ્યાસુધી પાચ ઇન્દ્રિયો સાબુત છે ત્યાસુધી ધમ સાધના કરી લે ! !

हाथे वित्त न वावर्यो, सबल न कीयो साथ ।<br>
आथ गई मन चेतीयो, पछे घसे निज हाथ ॥ ३२ ॥<br>
धन जोवन नररूपनो, गर्व करे ते गमार ।<br>
कृष्ण बलभद्र द्वारिका, जाता न लागे वार ॥ ३३ ॥<br>
आठ पहोर तु घसमसी, धन कारण देशातर जाय,<br>
सो धन मेल्यु वाहरु, ओरज कोइ खाय ॥ ३४ ॥<br>
आंखतणे फरुकडे, उथल पाथल थाय ।<br>
इसु जाणी जीव बापडा, म करिस ममतामाय ॥ ३५ ॥

माया सुख ससारमा, ते सुख सही असार ।
धर्मपसाये सुख मिले, ते सुख नावे पार ॥ ३६ ॥

ભાવાર્થ—અરે જીવ !! તે પોતાના હાથે લક્ષ્મીનુ દાન ન કર્યું તથા વિદ્યાનુ દાન ન કર્યું, તારી મન, વાણી અને કાયાની શક્તિ ઓને અન્યના ભલા માટે ન વાપરી, પછી લક્ષ્મી વગેરે ગયા બાદ તારા મનમા વિચાર આવ્યો કે હુ દાન વગેરે ધર્મ કર્મ કરૂ, પણ લક્ષ્મી વગેરે ગયા પછી ફક્ત પસ્તાવાનુ થયુ અને લક્ષ્મી વગેરેનો શોક કરવાથી લક્ષ્મી પણ મળી નહીં આ સસારમા લક્ષ્મીનો ગર્વ કરવો તે મૂર્ખપણુ છે, તથા યૌવનાવસ્થા, રૂપ, કુળ શક્તિઓનો ગર્વ કરવો પણ મૂર્ખપણુ છે, કૃષ્ણ અને બળભદ્ર જેવા પણ દ્વારિકા નગરી બળતી મૂકીને ચાલ્યા ગયા અને માબાપને પણ બચાવી શક્યા નહીં તો તારો શો ભાર છે કે લક્ષ્મી વગેરેને તારા કબ જામા રાખી શકે ? દેહ વિગેરેનો નાશ થતા વાર લાગતી નથી હે જીવ !! તુ ધનને માટે આઠે પહોર ધ ધામા તથા ધનના વિચારોમા તન્મય બની જાય છે, અને ધન ભેગુ કરે છે પણ અ તે તે તારી સાથે આવતુ નથી અને તારૂ કમાવેલુ ધન બીજા લોકો ખાય છે, અને તુ તો હાથ ઘસતો પરભવમા ચાલ્યો જાય છે માટે હે જીવ !! તુ ચેત !! એક આખના પલકારામા જગતમા ઘણી ઉથલ પાથલો થઈ જાય છે, અને એવી ઉથલ પાથલો ભૂતકાળોમા થઈ, વર્તમા નમા થાય છે અને ભવિષ્યમા થશે એક પલક પછી શુ થશે તેની પણ તને ખબર નથી, માટે ભવિષ્યના સર્વ વિચારો છોડીને તુ આત્માની શુદ્ધતા કર, અને અહ મમતાનો નાશ કર સ સારમા માયાનુ સુખ છે તે ક્ષણિક છે, પાચ ઇંદ્રિયોના વિષયભોગનુ સુખ છે તે ક્ષણિક છે સ સારમા સુખરૂપ સાર નથી, માટે સ સારનુ ક્ષણિક સુખ તજીને આત્માના અન ત સુખનો અનુભવ કરવા પુરૂષાર્થ કર આત્માનુ સુખ છે તે આત્મામા જ્ઞાન ધ્યાનથી રમણતા કરવાથી મળે છે માટે એક પળ પણ નકામી ન ગુમાવતા આત્મામા રમ ણતા કર અને સ સારને સ્વપ્ન સમાન મિથ્યા માન !! જ્ઞાનદર્શન ચારિત્રરૂપ આત્મા છે, માટે શુદ્ધાત્મદૃષ્ટિએ જીવન ધારણ કર! અને

મોહદષ્ટિના જીવનથી મરણ પામીને આત્મપ્રભુજીવને જીવવાને પુરૂષાર્થ કર.

नयन फरुके जिहां लगे, तिहा ताहरु सहु कोय,
नयन फरकत जव रही, तव श्रोथ श्रोरज (खाय) होय ॥३७॥
पाप किया जिउ (जीव) तें बहु,-धर्म न कियो लगार;
नरक पड्यो तव करचड्यो, पड्यो तिहां करे पोकार. ॥ ३८ ॥
को दिन राणो राजियो, को दिन भयो तु देव,
को दिन रांक तु श्रवतर्यो, करतो श्रोर ज सेव ॥ ३६ ॥
को दिन कोडि परिवर्यो, को दिन नहि को पास,
को दिन घरघर एकलो, भमे सही ज्यु दास. ॥ ४० ॥
को दिन सुखासन पालखी, जठमची चकडोल,
रथवाला श्रागळ चले, नित नित करत कलोल. ॥ ४१ ॥

ભાવાર્થ—જ્યાસુધી હે ચેતન ! તારી આખ ફરકે છે ત્યાસુધી તારૂ સર્વ કોઇ છે જ્યારે આખ ફરકતી બ ધ થાય છે ત્યારે પોતાનુ કઈ રહેતુ નથી અને પોતાની ઉપાર્જન કરેલી લક્ષ્મી બીજાઓ ખાય છે અને તારા નામની પણ કોઇ યાદી કરતુ નથી તુ કયા જન્મ્યો હતો, તારૂ શુ રૂપ હતુ, તારૂ શુ નામ હતુ અને શા શા કાર્ય કર્યા હતા તે સર્વે દુનિયા ભૂલી જાય છે, અને તને કોઈ યાદ પણ કરતુ નથી દરિયાની રેતીના કણીઆઓ પૈકી એક કણીઆને કોણ યાદ કરે ! સમુદ્રના બિંદુઓમા એક બિ દુ સમાઇ ગયુ, તેમા તેની યાદ શી રહી શકે ? અને કોણ કરી શકે ! મોટા મોટા પર્વતોના પણ જુદા જુદા કણીઆ થઈ જાય છે તેના નામની અને આકૃતિની પણ યાદી રહેતી નથી તો તારૂ નામ ને આકૃતિની યાદી કયાસુધી રહેવાની ? અન તકાળમા સર્વનો અ ત આવી જાય છે, માટે ચેતીને પરમેશ્વરનુ ભજન કરી લે હે જીવ ! તે ઘણા પાપકર્મો કર્યા અને ધર્મ તો કાંઈપણ કર્યું નહિ તેથી તુ નરકમા પડયો ને ત્યા ઘણા પોકારો કર્યા અને ફરતા ફરતા પાછો મનુષ્યનો અવતાર પામ્યો માટે ચેત ! આ સ સારમા તુ અનતીવાર ચક્રવર્તિશહેનશાહના

જન્મ પામ્યો અને અનતીવાર ચાર જાતિના દેવતાઓમા સર્વ પ્રકારના દેવોના અને દેવીઓના અવતાર પામ્યો અને મનુષ્ય યોનિમા પણ સર્વજાતિના મનુષ્ય અવતારને તુ અનતીવાર પામ્યો કોઇક દિવસ તુ રકપણે અવતર્યો અને અન્ય મનુષ્યની સેવા કરવા લાગ્યો કોઇ દિવસ તારી પાછળ કરોડો મનુષ્યોના પરિવારથી તુ ચાલવા લાગ્યો અને કોઇ દિવસ તારી પાસે કોઇપણ રહ્યુ નહિ કોઈ દિવસ ઘેર ઘેર ભીખ માગવા લાગ્યો અને દાસની પેઠે જ્યા ત્યા ફર્યો અને કોઈ દિવસ સારી ઉત્તમ પાલખી અને રથોમા બેઠો અને આગળ ઘોડેસ્વાર લશ્કર ચાલવા લાગ્યુ એમ પુણ્યથકી ચડતી અને પાપથકી પડતી એમ વારવાર સસારમા તે ભોગવી માટે હવે તુ સર્વનો અનુભવ કરીને જાગૃત થા અને મોક્ષની પ્રાપ્તિ માટે આત્માની શુદ્ધિ કર ! !

को दिन कूर कपुर तु ॥ भावत नही लगार ॥
को दिन रोटा कारणे ॥ भमतो घर घरबार ॥ ४२ ॥
हीरचीर अग जे पहेरिया ॥ चूआ चदन बहु लाय ॥
सो तन जतन करत भयो ॥ खिणमा ही विगटाय ॥ ४३ ॥
सातमि गोख तु शोभतो ॥ कामनी भोगविलास ॥
एक दिन श्रोही आरमे ॥ रहणो हि वनवास ॥ ४४ ॥
रूपे देवकुमार सम ॥ देखत मोहे नरनार ॥
सो नर खिण एकमा वली ॥ वली जली होवे छार ॥ ४५ ॥
जे विना घडिय न जायती ॥ सोवरसा सो जाय ॥
ते वल्लभ वीसरी गयो ॥ श्रोर सु चिंतवे लाय ॥ ४६ ॥

ભાવાર્થ—કોઇ દિન તારો એવો વખત આવ્યો કે કૂર કપુરને ભાતના ભોજન પણ તને ભાવતા ન હતા ઘેબર, ઘેરી, શીરો, લાડુ, બરફી વગેરેના મિષ્ટાન્ન ભોજન પણ તને ભાવતા ન હતા દુધપાક પણ તને ભાવતો નહોતો એક દિવસ વળી એવો આવ્યો કે ઘેર ઘેર રોટલાને માટે ભીખ માગવા લાગ્યો, તોપણ કકડો રોટલો મળી શકે નહીં એક દિવસે હીરના વસ્ત્ર પહેરવા મળ્યા રત્ન, મણિ

મોતી, સુવર્ણ અને હીરાના દાગીના ઘરેણા પહેરતો હતો, એક દિવસ એવો આવ્યો કે શરીર ઉપર ઓઢવા લુગડુ પણ મળી શકે નહીં. એક દિવસ એવો આવ્યો કે વજ્રના જેવુ શરીર મળ્યું અને પર્વતોને પણ પગના ધમકારે ધ્રુજાવવા લાગ્યો અને પૃથ્વીને પણ ધ્રુજાવવા લાગ્યો પણ અણધાર્યો તુ ક્ષણમા મરી ગયો ત્યા તારૂ, મરણ આગળ કંઇપણ ચાલ્યુ નહીં માટે હવે ચેત ! ! એક દિવસ એવો આવ્યો કે મંદિર મહાલમા તુ રહેવા લાગ્યો અને સાતમા ગોખ ઉપર બેસી દાતણ કરવા લાગ્યો અને લહેર માણવા લાગ્યો પણ એક દિન એવો આવ્યો કે વનવાસમા તુ રહેવા લાગ્યો અને વનના લાકડા પણ તારા સગા થયા નહીં અને અગ્નિ પણ તારા શરીરને બાળી ભસ્મ કરવા લાગી અને તારા શરીરની રાખ થઇ ગઇ અને રાખની માટી થઈ, માટીની વનસ્પતિ થઈ અને વનસ્પતિને લોકો ખાવા લાગ્યા, એમ તારા શરીરના અનેક રૂપાંતરો થયા દુનિયામા જેટલી દૃશ્ય વસ્તુઓ છે, તેટલી સર્વને તે તારા શરીરરૂપે બનાવી હતી અને ભવિષ્યમા પણ કર્મ છે ત્યાસુધી અનેક વસ્તુઓને શરીરરૂપે પરિણમાવીશ સર્વ જીવોએ આ દુનિયાની સર્વ વસ્તુઓને શરીરરૂપે પરિણમાવી હતી હે જીવ ! જેઓ રૂપે દેવકુમાર જેવા હતા કે જેઓને દેખી મનુષ્યો મોહી જતા હતા એવા મનુષ્યો પણ ક્ષણમા ચાલ્યા ગયા અને તેઓના શરીરોની રાખ થઇ ગઈ જેઓ વિના ઘડીપણ ચાલતુ ન હતુ અને એક ક્ષણ પણ પ્રિયાદિ વિરહે હજારો વર્ષ જેટલી લાગતી હતી તેવા પ્રિય મનુષ્યો પણ ચાલ્યા ગયા તો તુ પણ ચાલ્યો જવાનો માટે ધર્મ કર ! !

देखत सब जग जातुहिं । थिर न रहे सवि कोय ॥
इसु जाणि भलू कीजीए । हीये विमासी जोय ॥ ४७ ॥
सुरपति सचे सेवा करे । राय राणा नरनार ॥
आय पोहोंति आतमा । जात न लागे वार ॥ ४८ ॥
देखत नर अधा हुआ । जे मोह विद्याजाल ॥
मएया गुएया मूरख वली । नरनारी वाल गोपाल ॥ ४९ ॥

रात दिवस निज प्रियासु । तु रमतो मनरग ॥
जे जोइए ते पूरतो । उलट आणी अग ॥५०॥
सो रामा जीउ! ताहरी। खिणमाही विगटाय ॥
सवारथ पोहोचत जन रह्यो । तव फरी वैरी थाय ॥५१॥

ભાવાર્થ—હે જીવ! આ સસાર પરિવર્તનશીલ છે! એમ જાણુ પલક પલકમા ક્ષણુ ક્ષણુમા સસાર, વિચાર, આચાર આદિથી અનેકરૂપે ફર્યા કરે છે સસાર સ્થિર નથી મનુષ્યોના વિચારો સ્થિર નથી, ક્ષણે ક્ષણે વસ્તુઓના રૂપાન્તરો યાને પર્યાયો બદલાયા કરે છે તારા દેખતા આ સસાર, મનુષ્યો, પશુ, પક્ષીયો વગેરેના રૂપાન્તરે ફેરફાર પામતો ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, તેમા તારૂ કોણુ છે? તુ કોનો છે? અને તારી સાથે શુ આવશે? તેનો સમ્યક્ વિવેક કર! સસારમા જેઓની સેવા ઇદ્રો અને ચક્રવર્તિયો કરે છે એવા તીર્થ કરો જેવા પણુ ચાલ્યા જાય છે તો તારૂ જ્યારે આઉખુ આવી પહોચશે ત્યારે વાર લાગવાની નથી મોહરૂપી—વિદ્યાજાલથી દેખતા એવા મનુષ્યો પણુ આધળા થયા, સાભળતા એવા મનુષ્યો બહેરા થયા અને ડાહ્યા મનુષ્યો પણુ ગાડા થયા ભણેલા, ગણેલા, મૂરખ, બાલ, ગોપાલ, રાજા, પ્રજા, સર્વ મનુષ્યો મોહજાલની વિદ્યામા ફસાઇ ગયા અને મારૂ તારૂ કરતા માસાહસપખીની પેઠે જાણુતા છતા પણુ પાપકર્મ કરી દુખી થયા હે મનુષ્ય! તુ રાત દિવસ પોતાની પ્રિયા સાથે નવા નવા રગે ખેલે છે, હસે છે, રમે છે અનેક જાતની ક્રીડા કરે છે અને સ્રીના સર્વમનોરથોને ઉલટ આણીને પૂરા કરે છે, એવી સ્રી પણુ તારી રહતી નથી અને તારા પ્યારને હિસાબમા ગણુતી નથી અને તે પોતાના સ્વાર્થે બીજાને ચાહે છે, માટે હે મનુષ્ય! તુ વિષયભોગના પ્રેમને સત્ય માની કેમ મુઝાય છે, અને અન્યને પોતાનુ કેમ માને છે! માટે જાગ! જાગ! ચેત! ચેત! આ જગતમા સર્વ મનુષ્યો સ્વાર્થના સબધી છે અને સ્વાર્થ ન સર્યો કે વૈરી થાય છે સ્વાર્થનીજ જ્યા ત્યા મારામારી છે અને સ્વાર્થથીજ જ્યા ત્યા માન સન્માન સગપણુ છે સ્વાર્થથી ખૂન થાય છે, હિસા થાય છે, ચોરી થાય છે, અનીતિ થાય છે અને

પરસ્પર એક બીજાના પ્રાણુ ગુસાય છે! માટે હે મનુષ્ય! તુ પ્રભુનુ ભજન કર અને સર્વપ્રકારના દોષોથી મુક્ત થા! જાગતા છતા સ્વશય્યામા પેશાબ ન કર! મોહરાજાના યોદ્ધાઓથી સાવધાન થા! સર્વ પ્રકારના દોષોથી મુક્ત થા, અને આત્માની મુક્તિ કરવામા અર્પાઇ જા!

समुद्र दीप सायर सवे। पाम्यो कै नर वार ॥
नारी हृदय दो आगुला। को नवि पाम्यो पार ॥ ५२ ॥
ब्रह्मा नारायण इश्वरा। इद्र चद्र नर कोड ॥
ललना वचने हुवा लालची। रह्या ते वे करजोड ॥ ५३ ॥
नारी वदन सोहामणो। पण वाघण अवतार।
जे नर एहने वस पड्या। तस लुट्या घरवार ॥ ५४ ॥
हस्त मुख दीसे भली। करती कारमो नेह ॥
कनक लता बाहीर जीसी। अभ्यतर पीतल तेह ॥ ५५ ॥
पहेली प्रीत करी रगस्यु। मीठा बोली नार ॥
नरदास करी जो आपणो, पछे मुके टाकर मार ॥ ५६ ॥

ભાવાર્થ—આ સસારમા મનુષ્યો ચામડીના મોહે અને રૂપના મોહે ઘણુ મુઝાય છે અને સ્પર્શેન્દ્રિય તથા આખના વિષયને પોષે છે અને દુ ખી થાય છે જે મનુષ્ય સમુદ્રોનો અને દ્વીપોનો પાર પામે છે તે, મનુષ્ય, નારીના બે આગળના હૃદયનો પાર પામી શકતો નથી અને કામને લીધે મનુષ્યો અ ધા થઇ સ્ત્રીના ફ દમા ફસાય છે અને સ્ત્રીઓ પુરૂષના ફ દમા ફસાય છે પુરૂષ અને સ્ત્રી બ ને પરસ્પર એક બીજાના શરીર સ બ ધથી સુખ માનીને પરસ્પર એક બીજાના ગુલામ બનીને મિથ્યા સુખમા ફસાય છે, અને છેવટે પોકાર કરે છે કે અમને એક બીજાના સ બ ધથી સુખ મળ્યુ નહીં સુખ જ્યા શોધવાનુ હતુ ત્યા શોધ્યુ નહીં, અને કામની વૃત્તિઓમા સુખ શોધ્યુ તે મૃગજળ જેવુ જૂઠુ જણાયુ માટે હે જીવ! તુ સ્ત્રીના ફ દમા ફસાઈ ન જા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, ઇદ્ર, ચ દ્ર, શુક, બૃહસ્પતિ સરખા પણ સ્ત્રીના ફ દમા ફસાઇ ગયા અને તેના દાસ બની

ગયા અને સ્ત્રીઓના નચાવ્યા નાચ્યા અને તેઓને બે હાથ જોડી તેના સેવક બની ગયા, પણ સુખ પામ્યા નહીં સ્ત્રીનુ વદન રુડી ચામણુ લાગે છે પણ અ તરથી તે વાઘણુ જેવી છે અને રાક્ષસી છે સ્ત્રીના વશમા જે પડ્યા તેના ઘરબાર લુટાયા રાજાઓના રાજ્ય ગયા દિવાનો દિવાના બન્યા, કોટવાળો કાયર બન્યા, ફોજદારો ફસાઇ ગયા, સેનાપતિઓ સેવક થઈ ગયા, શેઠીઆઓ સસલા જેવા થઈ ગયા, લક્ષાધિપતિઓ રાખ જેવા થઇ ગયા તપસ્વીઓ લપસી ગયા કેટલાક રોગી થઈ ગયા, કેટલાક મરી ગયા, કેટલાક ઘવાયા, કેટલાક મુ જરાજાની પેઠે ઘેર ઘેર ભીખ માગવા લાગ્યા. કેટલાક રાવણુની પેઠે રણુમા રગદોળાઈ ગયા કનક કામિનીથી સસાર છે અને કનકકામીનીના ત્યાગે મુક્તિ છે ઉપરથી અને મુખથી સ્ત્રી સારી દેખાય છે અને તે કારમો સ્નેહ કરે છે, તેની આખોના ચાળે દુનિયાના પુરૂષો ન મર્દ બની મરી ગયા. સ્ત્રી બાહિરથી કનકની લતા જેવી છે, પણ અ તરમા પીતળ જેવી કારમી છે પહેલી સ્ત્રી, પુરૂષથી પ્રીતિ કરે છે અને મીઠુ બોલીને પુરૂષને વશ કરે છે, અને પુરૂષને દામ કરીને પછી તેના માથા ઉપર ટપલી મારે છે પુરૂષ જેટલો સ્ત્રીનો દાસ થાય છે, તેટલો જો દેવગુરૂનો દાસ થાય તો તેને મુક્તિ મળ્યા વિના રહે નહીં માટે હે મનુષ્ય ચેત ! !

नारीमदन तलावडी, बुडो सयल ससार ॥
काढणहारो को नही, बुडाबुड न वार ॥ ५७ ॥

वीसवसाना जे नरा, कोइ नही तस वक ॥
पण नारीसगत तेहने, निश्चे चढे कलक ॥ ५८ ॥

मुज ने चड प्रद्योतना, दासीपति पाम्या नाम ॥
अभयकुमार बुद्धे आगलो, तेह ठग्यो अभिराम ॥ ५९ ॥

नारी नहीरे बापडा, पण ए विषनी वेली ॥
जो सुख वाछे मुगतिनां, तो नारीसगत मेलि ॥ ६० ॥

नारी जगमा ते भली, जेणे जायो पुरुषरतन ॥
ते सती नित्त पाए नमु, जगमां ते धन धन ॥ ६१ ॥

ભાવાર્થ—નારી કામદેવની તલાવડી છે તેમા સકળ સસાર ડૂબી ગયો દુનિયાના સર્વમનુષ્યો, પશુઓ ને પખીયો વગેરે સર્વે નારીરૂપ તલાવડીમા ડૂબી ગયા અને બુડાબુડ થઇ રહી કોઇ સહાય કરનાર પણ ન રહ્યુ ફક્ત સદ્ગુરૂના જ્ઞાન વિના અને સતોની સહાય વિના બુડેલાઓને તારનાર કોઇ નથી જેઓ વીસ વસાના પુરૂષો કહેવાય છે દુનિઆમા જેઓ સારામા સારા ગણાય છે, તેઓ પણ નારીરૂપ તલાવડીમા ડૂબી જાય છે અને ડૂબી જશે અને ભૂતકાળમા અનેક મનુષ્યો ડૂબી ગયા વીસવસાના મનુષ્યોને પણ નારી સગથી કલક ચઢ્યા કે જેઓનો કઇપણ વાક નહોતો માટે હે મનુષ્ય ચેત ! ! તુ સ્ત્રી રૂપી તલાવડીમાં ડૂબી ન જા જ્યા કામ છે અર્થાત્ વિષયની વાન્છા છે ત્યા રામ એટલે પ્રભુ, પ્રગટતા નથી મુજરાજા ઘણો બળીઓ અને ઘણો વિદ્વાન્ હતો પણ સ્ત્રીના સગે ઘેર ઘેર ભીખ માગી અને બૂરે હાલે મરી ગયો ચડપ્રદ્યોતન રાજાએ ઉદાયી રાજાની સાથે સ્ત્રીને માટે યુદ્ધ કર્યું અને તેમા તે હાર્યો અને દુનિયામા તે દાસીપતિ તરીકે પ્રસિદ્ધ થયો અભય કુમાર કે જે પાચસો મત્રીઓમા મુખ્ય મત્રી હતો અને શ્રેણિકરાજાનો મુખ્ય પ્રધાન હતો તેને પણ વેશ્યાએ શ્રાવિકાનુ રૂપ લઇ ઠગ્યો, અને માળવાના રાજાના કેદી તરીકે તેને બનવુ પડયુ કરણવાઘેલા રાજાનુ પરસ્ત્રીના મોહથી રાજ્ય ગયુ અને તેને વગડે વગડે ભટકવુ પડયુ ચાપાનેરના પતાઇ રાવળ રાજાનુ રાજ્ય પરસ્ત્રીના મોહથી ગયુ પરસ્ત્રીના મોહથી સિદ્ધરાજ રાજાને શાપ લાગ્યો અને સ્ત્રીના ફદામા ફસાઇ જવાથી પૃથુરાજે દિલ્હીનુ રાજ્ય ગુમાવ્યુ રાવણુ જેવો મહા બળવાન્ રાજા, પરસ્ત્રી સીતાના મોહથી રણમા રગદોળાયો હે મનુષ્ય ! તુ નારીને અબળા નહીં જાણીશ, પણ પુરૂષોને દુર્ગતિમા રખડાવવામાટે તો તે સબળા છે તેમજ તે અમૃતની વલ્લિ નથી પણ એ તો વિષની વલ્લિ છે તેના રસથી અનત જન્મ મરણના દુખ છે સ્ત્રીરૂપી વેલડીની

હવા લેવી પણ સારી નથી જેનામા કામના વિચારો પ્રગટે છે તેને તો સ્ત્રીઓથી ઘણુ દૂર રહેવુ જોઈએ હે જીવ ! તારે જો મુક્તિના સુખની ઈચ્છા હોય તો સ્ત્રીનો સગ ત્યાગ કર ! ! તુ એમ જાણીશ કે મને સ્ત્રીનુ શરીર શુ વિકાર કરવાને સમર્થ છે ? કારણ કે હુ જ્ઞાનવાન્ છુ, મનને વશ કરી શકીશ પણ અરે ચેતન ! તારી એવી બહાદૂરી જવા દે અગ્નિ આગળ ધરેલુ માખણ જેમ પીગળી જાય છે, તેમ નારીસગે તારૂ મન પણ પીગળી જાય માટે નારી સગ કરતો નહીં, જે સ્ત્રીઓના ઉદરમાથી તીર્થંકરો, મહાભક્તો, મહા સતો, મહા ગણધરો, મહા સાધુઓ પ્રગટ્યા છે, તે સતી સ્ત્રીઓને કરોડો વાર ધન્ય છે કારણ કે તેમનાથીજ પૃથ્વી રત્નવતી ગણાય છે, અને અસાર સસાર પણ સારભૂત ગણાય છે

तु पर काम करी सदा, निज काज न करिय लगार ॥
अखत्र नखत्र करी तु, किम छूटीस भवपार ॥ ६२ ॥

पाप घट पूरण भरी, तें लियो सिर भार ॥
ते किम छुटीश जीवडा, न करि धर्म लगार ॥ ६३ ॥

तो इसु जाणी कुडकपट, छल छद्म तु छाड ॥
ते छाडीने जीवडा, जिनधर्मस्यु चित्त माड ॥ ६४ ॥

जेणे वचने पर दु'खीयो, जेणे होय प्राणीघात ॥
क्लेशे पडी निज आतमा, तज उत्तम ते घात ॥ ६५ ॥

जिमतिम पर सुख दीजीए, दुःख न दीजे कोय ॥
दुःख देइ दुःख पामीए, सुख देइ सुख होय ॥ ६६ ॥

ભાવાર્થ—હે ચેતન ! ! તુ દરરોજ જડપુદ્ગલના કાર્ય કરે છે પર પુદ્ગલમા સુખ માની આત્મસુખથી વિમુખ રહે છે, આત્માનુ કાર્ય તુ કરતો નથી, આત્માને પરમાત્મા બનાવવો તેજ આત્માનુ કાર્ય છે પણ તુ તો જ્યા ત્યા બીજાઓના માથા ભાગવાના કાર્યોમા લાગી રહ્યો છે તથા તુ પરભાવના એટલે રાગ દ્વેષના કાર્યમા લાગી રહ્યો છે, અને નિજ કાર્ય એટલે આત્માની શુદ્ધતાના કાર્યમા લગની

લગાડતો નથી ? હે જીવ !! તે પાપથી ઘડા પૂરણ ભર્યો અને પાપનો ભાર માથે લીધો અને ધર્મ તો લગાર પણ કર્યો નહીં હવે વિચાર કે તારી પરભવમા શી ગતિ થશે ? તુ જાણી જોઈને પણ પાપ કર્મમા મચ્યો રહે છે, અને મનને ક્ષણ માત્ર પણ વશ કરી શકતો નથી માટે તુ આ ભવમા નથી છૂટયો તો પરભવમા કેવીરીતે છૂટી શકીશ ? કર્યા કર્મ ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી વજ્રની પેટીમા પેસીશ તોપણ તને કાળ મૂકવાનો નથી કર્યા કર્મ ભોગવતા ગમે તેટલી બૂમો પાડીશ તોપણ તારો છૂટકો થવાનો નથી કર્મની આવી વિચિત્ર દશા જાણીને તુ કૂડકપટ છળ પ્રપચનો ત્યાગ કરી જૈન ધર્મની આરાધના કર કે જેથી તારો ઉદ્ધાર થાય જે કરવાથી અન્ય મનુષ્યને પીડા થાય છે તથા જે કરવાથી અન્ય જીવની ઘાત થાય છે તેવી મન વાણી અને કાયાની પ્રવૃતિનો ત્યાગ કર !! કોઇ પણ જીવને દુ ખ થાય એવો વિચારમાત્ર પણ ન કર અને એવો બોલ પણ ન બોલ અને એવી કાયાથી પ્રવૃતિ પણ ન કર !! પોતાને અને પરને કલેશ થાય અને પોતાનો આત્મા અ તરથી જે કરવાનુ ના કહે તે તુ કર નહીં મન વાણી અને કાયાથી જેમ અન્ય જીવોને સુખ થાય તેમ વર્તવુ અને કોઇ જીવને દુ ખ થાય તેમ વર્તવુ નહીં સર્વ જીવોના ભલામા ભાગ લેવો અન્યોને સુખ આપવાથી સુખ પમાય છે અને અન્યોને દુ ખ આપવાથી દુ ખ પમાય છે, એવો પ્રભુનો કાયદો છે માટે મનના વિચારોને છોડીને પ્રભુના કાયદાને માન આપીને શત્રુઓનુ પણ ભલુ કરવા પ્રયત્ન કર !! ભલુ કરતા ભલુ જ થાય છે અને શત્રુઓ પણ પોતાનુ અહિત કરવા સમર્થ થતા નથી એવા આત્મશ્રદ્ધા લાવ અને શુદ્ધપ્રેમથી ધર્મની પ્રવૃત્તિ કર !!

परभात निंदा नर जे करे ॥ कूडा देवे आल ॥
मर्म प्रकाशे परतणा ॥ तेथी भलो चडाल ॥ ६७ ॥

खट मासीने पारणे ॥ एक सीथ लहे आहार ॥
करतो निंदा नवी टले ॥ तस दुरगति अवतार ॥ ६८ ॥

छार उपर निम लींपणो ॥ तिम क्रोधे तप कीध ॥
तस तप जप सजम मुधा ॥ एके काज न सीध ॥ ६९ ॥

पूरव कोडीने आउखे ॥ पाली चारित्र सार ॥
सुकृत सुणो सवी तेहनु ॥ खिणमा होवे छार ॥ ७० ॥
पर अवगुण सरसव समा ॥ अवगुण निज मेरु समान ॥
तो कां निंदा करे पारकी ॥ मूरख आण निज सान ॥७१॥

ભાવાર્થ—જે મનુષ્યો પ્રભાતમા ઉઠી પરમનુષ્યોની નિંદા કરે છે અને અન્ય મનુષ્યોને કૂડા આળ ચડાવે છે અને કૂડા આળ દે છે, પ્રભાતમા પ્રભુનુ નામ પણ લેતા નથી, પ્રભુનુ ધ્યાન ધરતા નથી અને પ્રભુના નામનો જાપ કરતા નથી અને જ્યારથી ઉઠ્યા ત્યારથી વૈર, ઝેર અને ક્લેશના વિચારો કર્યા કરે છે, અને નિંદા વિકથા કરે છે તેવા મનુષ્યો ચંડાલના કરતા પણ મહા ખરાબ છે તેઓ પોતાનો જન્મ એળે ગુમાવે છે જેઓ છ છ મહીનાના ઉપવાસ કરે છે અને લુખો પાખો આહાર લે છે, પણ જેઓ પારકી નિંદા કરે છે, તેવા મહા તપસ્વીઓ પણ બીજાઓની નિંદા કરીને દુર્ગતિમા જાય છે નિંદક ચોથો ચંડાળ છે માટે કોઇનુ નામ દઇ તેની અગત નિંદા ન કર !!! દુનિયામા સર્વ મનુષ્યો, અનેક દોષ અવગુણથી ભરેલા છે કોઈના મોભ ચુવે છે તો કોઇના નેવા ચુવે છે દોષો તો દરેકમા હોય છેજ હજારો દોષો છતા કોઈનામા એક ગુણ હોય તો તેની પ્રશંસા કરવી ગુણાનુરાગી બનવાથી સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે જે મનુષ્યો છ છ મહીનાના ઉપવાસ કરે છે, એમ ક્રોડ ક્રોડ વરસ સુધી તપ કરે છે એવા તપ કરનારાઓ પણ ક્રોધથી સંજમ તપ હારી ગયા અને દુર્ગતિના મેમાન થયા તો હે જીવ ! તુ શી ગણત્રીમા છે ? માટે કોઈના પર ક્રોધ ન કર અને કોઇની નિંદા ન કર ક્રોધ અને નિંદાનો ત્યાગ કરવાથી તુ પ્રભુપદ પામીશ અન્યમનુષ્યોમા સરસવ સમાન અવગુણો છે અને હે જીવ ! તારામા મેરૂ સમાન અવગુણો છે, તો તુ પોતાની નિંદા ન કરતા પારકી નિંદા કયા કર્યા કરે છે અન્યની નિંદા કરતા તારામા ગુણો આવતા નથી અને અન્યના અવગુણો ટળતા નથી, માટે દોષની દૃષ્ટિ ત્યાગી દે !! તુ પોતાના દોષો દેખીને તેને ત્યાગ કરવા પ્રયત્ન કર ! પરની નિંદાનો ત્યાગ કરવો એ મોટુ તપ છે

બીજાઓનુ બૂરૂ નહીં ઇચ્છવુ એ મોટુ તપ છે હે મૂર્ખ મન! તુ અન્ય મનુષ્યોના દોષો દેખવાનુ બધ કર. આત્માના તાબે જો મન થાય છે તોજ મન વશ રહી શકે છે માટે હે જીવ! તુ ચેત અને જ્યાથી ત્યાથી ગુણો ગ્રહણ કર !!

पर अवगुण जिम देखीए ॥ तिम परगुण तु जोय ॥
परगुण लेता जीवडा ॥ असय अजरामर (पद) होय ॥७२॥

क्रोधि नर अछि सदा ॥ कहीय ते उलटी रीस ॥
ते छोडी दूरातमा ॥ रहिये जोयण पणनिस ॥ ७३ ॥

गुण कीधा माने नही ॥ अनिअवगुण माहि मूल ॥
ते नर सगत छाडीए ॥ पगपग माथा सुल ॥ ७४ ॥

निंदा करे जे आपणी ॥ ते जीचो जगमाय ॥
मल मूत्र धोए परतणा ॥ पछे अधोगति जाय ॥ ७५ ॥

जे मल मूत्र धोए सदा ॥ गुणवतना निसदिस ॥
ते दुरजन जीवो घणु ॥ जगमा क्रोड वरीस ॥ ७६ ॥

ભાવાર્થ—હે ચેતન! તુ જેમ બીજાના અવગુણો દેખવામા ચિત્ત રાખે છે, તેમ તુ પારકાઓના ગુણો દેખવામા ચિત્ત રાખ!! બીજાઓમા પરમાણુ જેટલો ગુણ હોય તેને તુ મેરૂ જેવડો માન અને પારકાના અવગુણ બીજાની આગળ કહેવામા ગોખડા જેવો થા બીજાના અવગુણો દેખવામા આશ્ચર્ય નથી, પણ બીજાના ગુણો દેખવામા આશ્ચર્ય છે બીજાના અવગુણો દેખીને તેઓને હલકા પાડવા એતો મનની નબળાઇ અને ચડાળપાડુ છે મરદ મનુષ્ય બીજાના અવગુણો ગાઇને તેને હલકો પાડતો નથી નિદકો નબળા છે અને ગુણાનુરાગીઓ સબળા છે માટે તુ પારકા ગુણ ગ્રહણ કરકે જેથી તારામા ઘણા ગુણ પ્રગટ થશે, અને તુ છેવટે પરમાત્મપદ પામીશ ક્રોધી મનુષ્યોને શીખામણ ન આપ!! કારણકે તેઓને શીખામણ દેતા, ઉલટા તે પોતાનો નાશ કરવા તત્પર થાય છે સુગરી પખીએ ચોમાસામા વરસાદની ઠડીથી ધ્રુજતા વાદરાને માળો બાધવાનો

ઉપદેશ આપ્યો તેથી વાનરે સુગરીની શીખામણ ન માનતા ઉલટો સુગરીનો માળો વિખેરી નાખી તેને ઘર વિનાની કરી મૂકી ક્રોધી મનુષ્યના લોહીમા ઝેર થાય છે, તથા તેના વીર્યમા પણ ઝેર થાય છે, તેથી તેના સતાનો પણ નબળા થાય છે કુશાત્મા ક્રોધીઓથી પચીશ યોજન દૂર રહેવુ તે સારૂ છે જેઓ ગુણ ઉપર અવગુણ કરે તેઓની સગતિ છાડવી દુર્જન દુષ્ટ લોકો સારૂ કરનારનુ ભૂરૂ કરે છે તથા તેઓના સગથી પગલે પગલે માથાશુલ થવાના પ્રસગો ઉભા થાય છે જે મનુષ્યો પોતાનામા રહેલા દુર્ગુણ દોષ દુરાચાર દુર્વ્યસનની નિદા કરે છે અને તેને ટાળવા પ્રયત્ન કરે છે તે જગતમા જીવતા છે બાકી પારકા દોષોની નિદા કરનારાઓ તો મરેલાજ છે નિદકો ભગીઆની પેઠે અન્યોના મળમૂત્ર ઉપાડનારા અને ધોનારા જાણવા અને તે દુર્ગતિમા જાય છે જે નિદકો અન્ય ગુણવત મનુષ્યોમા જે કઇ છતા અગર અછતા દોષો રહ્યા હોય છે તેની નિદા કરીને ગુણવતોના મળમૂત્ર ધુવે છે, એવા દુર્જનો કરોડ વર્ષો સુધી જગમા જીવો કારણકે તેવા નિદક ભગીઆઓથી સજ્જન મનુષ્યો ચોકખા થાય છે અને તેઓ મલીન થઇ પાપ બાધી દુર્ગતિમા જાય છે માટે એવી નિદક દશાનો ત્યાગ કરવામા જ લાભ છે—

सज्जन दुरजन जाणीये, जन मुख बोले वाण ॥<br>
सज्जन मुख अमृत लवे, दुर्जन विषनी खाण ॥ ७७ ॥

नरभव चिंतामण लही, आले ( एळे ) तु मम हार ॥<br>
धर्म करीने जीवडा, सफल करो अवतार ॥ ७८ ॥

सकल सामग्री तैं लही, जिणे तरीया ससार ॥<br>
प्रमादवशे भव का भमे, कर निज हिये विचार ॥ ७९ ॥

दियो उपदेश लागे नहीं, जो नवी चिंते आप ॥<br>
आप सरूप विचारतां, छुटीजे सवी पाप ॥ ८० ॥

जेणि रस पाप किया तुमे, तिणि रस तु कर धर्म ॥<br>
अखत्र नखत्र भव अनतना, छुटीजे सवी कर्म ॥ ८१ ॥

ભાવાર્થ—વાણીથી સજ્જન અને દુર્જન પરખાય છે સજ્જન અમૃત સમાન મીઠા શબ્દો બોલે છે, અને દુર્જન નિન્દાના વચન બોલે છે ખરાબ લવરી કરે છે, જૂઠી વિકથાઓ કરે છે, અન્યોનુ બૂરૂ કરવાના વચનો કહે છે સજ્જનના મુખમાથી સારા ગુણોની વાસ નીકળે છે અને દુર્જનના મુખમાથી નઠારાગુણોની વાસ નીકળે છે વનમા વસવુ સારૂ પણ દુર્જનની સાથે વસવુ ખરાબ છે દુર્જનના વચન ઉપર જેણે વિશ્વાસ મૂકયો તે જીવતા મરેલો છે માટે હે જીવ ! તુ સજ્જનતાને ધારણ કર, અને દશ દષ્ટાંતે દુર્લભ એવા મનુષ્ય જન્મને ફોગટ ન ગુમાવ હે જીવ ! તુ ધર્મ કરીને મનુષ્ય જ મ સફળ કર ! ! મનુષ્યજન્મમા ધર્મસાધન કરવાની સર્વ સામગ્રીને તુ પામ્યો છે મન, વાણી અને કાયાથી ધર્મ થઈ શકે છે ભવસાગરમા તરવુ તારા હાથમા છે અને બૂડવુ પણ તારા હાથમા છે માટે હે જીવ ! તુ મન વાણી અને કાયાથી ધર્મની આરાધના કર !! મોહની નિ દમા ઉંઘી ન જા અરે જીવ ! તુ પ્રમાદવશથી સ સારમા કયા પરિભ્રમણ કરે છે જરા હૃદયમા વિચાર કરી જો. એક ક્ષણ પણ પ્રમાદમા ન ગાળ, અને જો પ્રમાદમા ગાળીશ તો તારૂ ડહાપણ ધૂળમા મળી જશે હે જીવ ! તુ પોતે પોતાના મનમા વિચાર ન કરીશ તો અ ય ગુરૂઓ, સાધુઓ તને કરોડ ગણો ઉપદેશ આપશે તો તેની પણ તારા પર કંઈ અસર થશે નહિ માટે તુ પોતે જાતેજ હૃદયમા વિચાર કર અને દુર્ગુણોનો નાશ કર અને સદ્ગુણો પ્રગટ કર !! જ્યારે ત્યારે પણ કષાયોનો નાશ કર્યા વિના મુક્તિ થતી નથી જૈન શ્વેતામ્બર, દિગ બર, સ્થાનકવાસી, તેરાપ થી, હીંદુ મુસલમાન ખ્રીસ્તી ગમે તે ધર્મનો જન હોય તોપણ દુર્ગુણ કષાયોના ત્યાગ વિના તેનો મોક્ષ થતો નથી આત્માનુ સ્વ રૂપ વિચારતા આત્માજ પોતે સર્વ પાપથી છૂટી શકે છે જેવા મનના ઉત્કૃષ્ટ બૂરા પરિણામથી તે પાપ કર્મો છે, તેવાજ ઉત્કૃષ્ટ સારા પરિણામથી ધર્મની સાધના કરીશ તો પાપ કર્મ લાગેલા ટળી જશે, અને આ ભવમા પરભવમા કરેલા અન તકર્મ છૂટી જશે અને આત્મા તેજ પરમાત્મા બનશે માટે હે ચેતન ! સર્વ મિથ્યા ભ્રમણાઓનો ત્યાગ કરીને જ્યારથી આ વાત સમ ત્યો ત્યારથી ધર્મની

સાધના કર આજ કરીશ કાલ કરીશ, એવા ધર્મના વાયદા છોડી દે અને ધર્મની સાધના કરવામા એક ક્ષણની પણ વાર ન કર ! !

जिम आउखा दिन गुणी ॥ वरस समास घडि मान ॥
चेती शके तो चेतजे ॥ जो होवे हियडे सान ॥ ८२ ॥
धन कारण तु जलफले ॥ तिम धर्म करे थइ शूर ॥
अनतभवना पाप सवि ॥ खिणमा जाए दूर ॥ ८३ ॥
जे रचना दिन उगती ॥ ते रचना नही साज ॥
एसु जाणीरे जीवडा ॥ चेतहि हियडामाय ॥ ८४ ॥
आशा अवर जेवडी ॥ मरण पगला हेठ ॥
धर्म विना जस दिन गया ॥ तेणे दैन्यनी कीधी वेठ ॥८५॥
रेजीव ! ! सुण तु वापडा ॥ तु म करीश गर्व गमार ॥
पुरुषरूप देखी करी ॥ निज जीउसु विचार ॥ ८६ ॥

ભાવાર્થ—હે મનુષ્ય ! ! તારૂ આઉખુ વરસ, માસ, દિવસ, ઘડી, પળ, ક્ષણ, સમયે સમયે ચાલ્યુ જાય છે જો તારા હૃદયમા સાન હોય તો ચેતી લેજે, ગયો વખત પાછો આવનાર નથી આયુષ્યને વીતતા વાર લાગતી નથી અણધાર્યું એકદમ આઉખુ ટળતા પરભવમા ચાલ્યુ જવુ પડશે અને તેથી તને ઘણો પશ્ચાત્તાપ થશે ધર્મી મનુષ્યોને મરણ વખતે પશ્ચાત્તાપ થતો નથી અને અધર્મી મનુષ્યોને મરણ વખતે પશ્ચાત્તાપ થાય છે, અને વિચારે છે કે અરે ધર્મ વિના પરભવમા મારી શી દશા થશે ? નરકમા પરમાધામીઓ પાપીઓની વાટ જોઈ રહ્યા હોય છે માટે હે ચેતન ! ! ક્ષણ માત્ર પણ તુ પ્રમાદ ન કર અને પળે પળે આત્મપ્રભુનુ સ્મરણ કર ! હે મનુષ્ય ! તુ જેમ કચન અને કામિનીને માટે જેટલો તરફડે છે અને તેની પ્રાપ્તિ માટે જેટલી તાલાવેલીથી તુ ઉદ્યમ કરે છે તેટલીજ તાલાવેલીથી અને તેટલાજ તરફડાટથી તુ તન મન તોડીને ધર્મની સાધના કરે તો અવશ્ય તુ બે ઘડીમા મોક્ષ પામે પ્રભુ પદ પામે એમા કઇ શકા નથી, અનત ભવના પાપ છે તે પ્રભુની ખરી લગની લા

ગતા ક્ષણમા દૂર થાય છે માટે ધર્મમા અત્યત રાગ ધારણ કર, અને દુનિયાદારીની જૂઠી જ જાળથી દૂર થા!! હે જીવ! ક્ષણે ક્ષણે દુનિયાના પદાર્થો બદલાય છે સવારમા જે સૂર્ય ઉગે છે તે સૂર્ય સાંજે આથમે છે જે પેદા થાય છે તેનો નાશ થાય છે જે જન્મે છે તે મરે છે કોઇની સદા એક સરખી દશા રહેતી નથી કર્મયોગે ચડતીના અને પડતીના અનેક ચક્રો શીર પર ફર્યા કરે છે માટે મનના દુનિયાદારીના સકલ્પ વિકલ્પોનો ત્યાગ કરીને ધર્મમા ચિત્ત જોડ!! આશાઓ-ઇચ્છાઓ આકાશ જેટલી અનત છે તૃષ્ણાનો પાર નથી વાસનાઓનો અત નથી ઇચ્છાઓથી વાસનાઓથી કદિ સુખ થયુ નથી અને થવાનુ નથી માટે ઇચ્છાઓનો નાશ કર્યા વિના છૂટકો નથી માટે ધર્મ કરી લે ધર્મ વિના જેના દિવસ ગયા તેણે કર્મની ગુલામગીરી કરી, અને કર્મનો વેઠીઓ બન્યો હે જીવ!! તુ બાહ્ય પદાર્થોનો ગર્વ ન કર!! અહકારથી પડતીજ છે, પણ ચડતી નથી દુનિયામા ગર્વ કરવા લાયક કોઈ વસ્તુ જ નથી માટે દારૂ પીધેલા ઉદરડાની પેઠે છકી ન જા!! કારણકે કાળરૂપી બિલાડી તેને ક્ષણમા પકડીને મારી નાખશે, માટે ચેત ચેત આળસ મરડીને ઉઠ!!

कर्मे को ननि छुटीया ॥ इद्र चद्र नरदेव ॥
राय राणा मडलीक वली ॥ अवर नर सुर हेव ॥ ८७ ॥
वरस दिवस घर घर भम्या ॥ आदिनाथ भगवत ॥
कर्मवशे दुःख तेणे लह्या ॥ जे जगमां बलवत ॥ ८८ ॥
पास जिणद प्रतिमा रही ॥ उपसर्ग कीयो सुरींद ॥
ते उपसर्ग टालीयो ॥ पद्मावती धरणींद ॥ ८९ ॥
काने खीला घालीया ॥ चरणे राधी खीर ॥
तेहु नर कर्मे नडयो ॥ चोवीसमा श्रीवीर ॥ ९० ॥
श्री मल्लि माया तप करी ॥ पाम्या स्त्री अवतार ॥
सुरपति कोड सेवा करी ॥ कर्मनो एह प्रकार ॥ ९१ ॥

ભાવાર્થ—આત્માની સાથે કર્મ લાગ્યુ છે અને તે ત્રણ પ્રકારનુ છે દ્રવ્યકર્મ, નોકર્મ અને ભાવ કર્મ જ્ઞાનાવરણીય, દર્શના

વરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અતરાય આ આઠ કર્મની પ્રકૃતિને દ્રવ્યકર્મ કહે છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ એ પાચ શરીરને નોકર્મ કહે છે રાગદ્વેષ અજ્ઞાનની પરિણતિને ભાવકર્મ કહે છે અનાદિ કાળથી આ ત્રણ કર્મ આત્માની સાથે લાગ્યા છે બધ, ઉદય, ઉદીરણા અને સત્તા એ ચાર પ્રકારે કર્મ છે પરમાણુઓના અનતા અનત વર્ગણાના સ્કધો ભેગા થાય છે, ત્યારે કર્મ બને છે, અને તેવા સ્કધને ગ્રહણ કરીને તેને જીવ કર્મરૂપે બનાવે છે જે કર્મ ભોગવાય છે, તે પ્રારબ્ધ કર્મ અથવા ઉદય કર્મ કહેવાય છે જે કર્મ આત્માની સાથે સત્તામા પડી રહ્યા છે તે સત્તા કર્મ અગર સચિતકર્મ કહેવાય છે જે કર્મ, રાગ, દ્વેષ, કામ, વૈર, અજ્ઞાન પરિણામ વિગેરે કષાયોથી કરાય છે, તેને ક્રિયમાણ કર્મ અર્થાત્ કર્મબધ હેતુ કર્મ કહેવામા આવે છે કર્મના આગળ ઇંદ્ર ચદ્ર નાગેન્દ્ર ચક્રવર્તિ શહેનશાહ વિગેરે કોઈનુ જોર ચાલતુ નથી પ્રારબ્ધ કર્મતો જીવ ભોગવે છે જ્ઞાની હોય છે તે પ્રારબ્ધ યાને ઉદયમાન કર્મ ભોગવતો નવીન કર્મ બાધતો નથી શ્રી પાર્શ્વનાથ ભગવાન્ વડતળે કાઉસ્સગ કરતા હતા ત્યારે પૂર્વકર્મના ઉદયથી કમઠ મેઘમાળીએ તેમને ઉપસર્ગ કર્યો અને મેઘ વરસાવી તેમની નાસિકા સુધી જલ લાવવામા આવ્યુ ધરણેદ્ર અને પદ્માવતી એ કમઠ મેઘમાળીને નિવાર્યો અને ભગવાનૂનો ઉપસર્ગ ટાળ્યો. શ્રી રૂષભદેવ ભગવાન્ એક વરસ સુધી ઘેર ઘેર ભમતા છતા પણ ભોજન પામ્યા નહીં તે પણ પૂર્વભવના કર્મનો ઉદય હતો. તેમણે બાર કલાક સુધી બળદને સીકુ ચડાવ્યુ હતુ તેથી તે કર્મ બાધ્યુ હતુ શ્રી મહાવીર પ્રભુને ગોવાળીઆએ કાનમા ખીલા માર્યા અને પગ ઉપર ખીર રાધી તે પૂર્વ ભવમા કરેલા કર્મ હતા ને તે ઉદયમા આવ્યા ત્યારે ભોગવવા પડયા શ્રી મલ્લિનાથ ભગવાને પૂર્વ ભવમા તપ કરતા પોતાના મિત્રોની સાથે તપમા કપટ કર્યું હતુ તેથી સ્ત્રીનો અવતાર પામ્યા અને તે કર્મ ભોગવ્યુ કર્મનાવશમા સર્વ સસારી જીવો છે

पुरुष सवे चूडामणि ॥ भरत नरेसर राय ॥<br>
बाहुबल हार मनावीयो ॥ आज लगें कहेवाय ॥ ६२ ॥

कीधां कर्म न छूटीये ॥ जेहनो वसमो वध ॥
ब्रह्मदत्त नर चक्रनी ॥ सोल वरस लगे अध ॥ ६३ ॥
पाच पाडव अतुल वली ॥ तेहु भम्या वनवास ॥
एसा पुरुष जगमा वली ॥ दीनपणे फर्या निरास ॥ ६४ ॥
आठमो सुभूम चक्रनी ॥ जम ऋद्धितणो नही पार ॥
कर्म वसे परिवारसु ॥ बूटो समुद्र मोजार ॥ ६५ ॥
राम लक्ष्मण जगमा वली ॥ जेहनु जपे सहु नाम ॥
ते वनवासमाहे रह्या ॥ जे वहु गुणना धाम ॥ ६६ ॥

ભાવાર્થ—સર્વ પુરૂષમા રત્ન જેવા એવા શ્રી ભરતચક્રવર્તિએ પોતાના ભાઈ બાહુબળથી હાર ખાધી તે પણ પોતાના કર્મથીજ પાચ યુદ્ધમા ભરત હાર્યા અને બાહુબળી જીત્યા પૂર્વભવમા બાહુબળીએ સાધુઓની ઘણીજ સારી સેવા ચાકરી કરી હતી તેથી તેમણે ઘણુ સારૂ બળ ઉપાર્જન કર્યું અને ચક્રવર્તિને પણ હાર મનાવી બ્રહ્મદત્ત ચક્રવર્તિએ સોળ વર્ષ સુધી અધાપો ભોગવ્યો તે પણ પૂર્વ કર્મના ઉદયથી કર્મ ભોગવ્યા વિના કોઈને છૂટકો થતો નથી અતુલબળી એવા પાચ પાડવોને કર્મના ઉદયથી બાર વરસ સુધી વનમા ભટકવુ પડયૂ, અને વૈરાટ નગરીમા રાજાની નોકરી કરવી પડી આઠમો સુભૂમ ચક્રવર્તિ હતો તેનુ વહાણુ જાળવનારા પચીશ હજાર તો દેવો હતા તો પણુ કર્મના ઉદયથી દરિયામા ડૂબી ગયો કોઈ દેવે દરિયામાથી બહાર પણ ન કાઢયો શુભ કર્મનો ઉદય હોય છે ત્યા સુધી સર્વ લોકો સહાય કરે છે અને અશુભ કર્મનો ઉદય થાય છે ત્યારે નજીકના સગાવહાલા પણ સહાય કરતા નથી રામ અને લક્ષ્મણ કે જેઓ ઘણા ગુણુના દરિયા હતા તેઓને પણુ અશુભ કર્મનો ઉદય આવ્યો ત્યારે વનવાસ ભોગવવો પડયો પોતાના સગા પિતાએ વનવાસ જવાનો હુકમ કાઢયો, અને રામની સાથે સીતા પણ વનમા સાથે ગઈ, અને વનમા જ્યા ત્યા ભટકવુ પડયુ પૂર્વ ભવમા જે કર્મ કર્યા હતા તેજ કર્મનો ઉદય ખરેખર રામ અને લક્ષ્મણુને ભોગવવો પડયો અરણ્યમાથી સીતાને રાવણુ

હરી ગયો રામ અને રાવણુ તેમાટે યુદ્ધ થયુ રામે રાવણુને માર્યો. સીતા સહિત રામ અયોધ્યામા આવ્યા સીતાના ઉપર દુનિયાએ કલ ક ચડાવ્યુ તેથી રામે સીતાને વનમા કાઢી મૂકી ને ત્યા સીતાને ઘણુ દુ ખ ભોગવવુ પડયુ તેનુ કારણ એ હતુ તેણીએ પૂર્વ ભવમા બ્રાહ્મણીના અવતારમા એક સાધુ ઉપર કલ ક મૂકયું હતું, તેથી તે કર્મ, સીતાના ભવમા ઉદયમા આવ્યુ અને સીતાને કલ ક ભોગવવુ પડયુ આવા આવા મહા પુરૂષોએ અને સતીયોએ પણ કર્યા કર્મ ભોગ યા તો પામર મનુષ્યોનો શોભાર! કર્યા કર્મ ભોગવતા અન્ય જીવો નિમિત્તભૂત થાય છે, તેઓપર રાગદ્વેષ ન કરવો જોઈએ

रावण विकट रामे हएयो ॥ कृष्णे हएयो जरासंघ ॥
जराकुमरे हरिने हएयो, देखो कर्मनो बंध ॥ ६७ ॥
निजपुत्री ताते वरी ॥ तस कुखे सुत हेव ॥
कर्मवशे जीव उपनो ॥ त्रिपृष्ठ वासुदेव ॥ ६८ ॥
ममता भमता अवतर्यो ॥ देवानदा कुख ॥
ब्यासि रात्रि तिहा रही ॥ कर्मे लह्यु वीर दुःख ॥ ६६ ॥
इद्र अहिल्यासु जुओ ॥ लुब्ध हुवो सुरदेव ॥
इश्वर देव नचावीयो ॥ पारवती पीउ हेव ॥ १०० ॥
मासखमणने पारणे ॥ कुलवालुओ अणगार ॥
चित्त वलगो सग नारीयें ॥ चुकत न लागी वार ॥ १०१ ॥
पाचशतरामा तजी ॥ लीधो सयम भार ॥
दश दश नदिषेण बुझवी ॥ नर कोस्या दरवार ॥ १०२ ॥
बाधि तातण सुतना ॥ विध्यो आद्रकुमार ॥
सुतमोहनी वसि रही ॥ पछि लीयो सयमभार ॥ १०३ ॥
पच सया मुनि नेमना ॥ ओर श्रीपासना चार ॥
भोग कारण सजम तजी ॥ माड्यो तेणे घरवार ॥ १०४ ॥

ભાવાર્થ—રામે રાવણુને માર્યો તેમા રાવણુનુ કર્મ ઉદયમા

આવ્યુ હતુ તેથી તે મરી ગયો, જગતમા કોઇનો ગર્વ છાજતો નથી. જરાકુમારે બાણુ મારીને શ્રીકૃષ્ણને વનમા માર્યા તે પણ કર્મનો પ્રપચ છે, પોતાની પુત્રીને પોતાનો પિતા વર્યો અને તે પુત્રીનો પુત્ર ત્રિપૃષ્ઠ વાસુદેવ થયો તે પણ અશુભ કર્મના ઉદયથી જાણવુ શ્રી મહાવીરપ્રભુના જીવે પૂર્વભવમા અહકાર કરીને નીચગોત્ર કર્મ બાધ્યુ હતુ એવા મરીચિ, સસારમા ભમતા ભમતા સત્તાવી સમા ભવમા દેવાનદાની કુખે ઉપજ્યા અને નીચ ગોત્ર કર્મનો ઉદય પૂરો થયો ત્યારે ઇદ્રના આદેશથી હરિણુગમેષી દેવે ત્રિશલા રાણીના ગર્ભમા મૂક્યા અને ત્રિશલારાણીના ગર્ભમા જે પુત્રી હતી, તેને દેવાનદાની કુખમા મૂકી બ્યાસી રાત્રી દિવસ સુધી દેવાનદાની કુખમા પ્રભુ રહ્યા અને ઉચગોત્રકર્મનો ઉદય થયો, ત્યારે ત્રિશલાની કુખમા આવ્યા તીર્થંકર જેવાને પણ કર્મનો ઉદય છોડતો નથી તો બીજાની શી વાત! ઇદ્ર અહલ્યાની સાથે લુબ્ધ થયો તેથી તેને શતભગ થયા, અને મહાદેવ જેવા પણ કર્મના ઉદયથી ભીલડીની આગળ નાચ્યા કુલવાલુક અણગાર મહીના મહીનાના ઉપવાસ કરતા હતા અને નદીની વચ્ચોવચ્ચ ધ્યાન કરવા લાગ્યા તેથી નદી પણ તેમના તાપના પ્રભાવથી આઘી ખસી ગઇ, પણ તેમણે ગુરૂનો દ્રોહ કર્યો હતો તેથી તેઓ વેશ્યાની સાથે ફસાયા અને તપ સયમ હારી દુર્ગતિમા ગયા કર્મની લીલા વિચિત્ર છે તેનો કોઇ પાર પામતુ નથી

नवाणु कोडि कचन तजी ॥ श्रोर तजी श्राठे नार ॥
ते दुक्कर नित वदीए ॥ श्री जनु निणकाल ॥ १०५ ॥

ભાવાર્થ—જેણે પાચસે સ્ત્રીઓનો ત્યાગ કરી સયમ ચારિત્ર ગ્રહણ કર્યું એવા શ્રી નદિષેણમુનિએ ઉગ્રચારિત્ર પાળવા માડયુ જેમ જેમ તે ઘણો તપ કરવા માડયા તેમ તેમ હૃદયમા મૈથુન કામ પ્રગટવા લાગ્યો અને તેથી નદિષેણ ઘણો આકરો તપ તપી રક્તવીર્ય સૂકવી નાખવા લાગ્યા અને તેમના શરીરના હાડકા દેખાવા લાગ્યા તો પણ નિકાચિતપુરૂષ વેદકામ ક્ષીણ થયો નહીં તેથી તેમણે પર્વત પરથી પડતુ મૂક્યુ પણ વચ્ચમા દેવે ઝીલી લીધા, તેમજ અગ્નિમા

પડતુ મૂકતા વચ્ચમા દેવે ઝીલી લીધા એક દિવસ તે વહોર વા ગયા, અજાણમા વેશ્યાના ઘેર જઈ ધર્મ લાભ દીધો વેશ્યાએ કહ્યુ કે હુ તો વેશ્યા છુ, અહીં તો ધર્મલાભ નથી પણ કર્મ લાભ છે ભોગ ભોગવવા હોય તો આવો લક્ષ્મી વિના કઇ વળે નહિ નદિષેણે દ્વાર આગળથી લક્ષ્મીના સ કલ્પે તરણુ હલાવ્યુ તેથી દેવે સાડીબાર કો ડિ સોનૈયાની વૃષ્ટિ કરી, તેમણે જાણ્યુ કે નિકાચિત ભોગાવલિ કર્મ ભોગવવાજ પડશે તે ભોગવ્યા વિના છૂટકો નથી તેથી મહા વૈરાગી છતા વેશ્યાના ઘેર રહી દરરોજ દશ દશ મનુષ્યોને પ્રતિબોધી સાધુ બનાવતા હતા અને પોતે ભોગભોગવતા હતા એક દિવસ વેશ્યાએ કહ્યુ કે તમો ખાવા જ દી ઉઠો, પણ નવજનને પ્રતિબોધી દશમા સોનીને પ્રતિબોધતા હતા, સોની મનમા વિચારતો હતો કે જો કામભોગ ખરાબ છે તો નદિષેણ પોતે કેમ ભોગવે છે ? વેશ્યાએ ઘણી ઉતાવળ કરો ત્યારે નદિષેણે કહ્યુ કે દશને પ્રતિબોધવાની પ્રતિજ્ઞા છે માટે તેમા એક બાકી છે તેથી કેમ ખાઉં ? વેશ્યાએ કહ્યુ કે ત્યારે તમે દશમા થાઓ, નદિષેણે જાણ્યુ કે હવે ભોગાવલિકર્મ ટળ્યા છે એમ જાણી તેમણે તુર્ત ચારિત્ર ગ્રહણ કર્યું શ્રી આર્દ્રકુમારે દીક્ષા અ ગીકાર કરી, પાછા એક શેઠની પુત્રીના પતિ ભાવ આગ્રહથી અને ભોગાવલિકર્મના નિકાચિત ક ર્મોદયથી શેઠની પુત્રી સાથે ઘર બાધ્યુ, એકપુત્ર થયો ત્યારે સયમ લેવા ઇચ્છા કરી તે લઘુપુત્રે માના કથનથી પિતાનો દીક્ષા ભાવ જાણ્યો અને તેણે પિતાને સુતરના બાર તાતણાથી વીટ્યા, તેથી પુત્ર ના સ્નેહે આર્દ્રકુમાર બાર વર્ષ સુધી પાછા ઘરમા રહ્યા અને પછીથી ચારિત્ર અ ગીકાર કર્યું શ્રી નેમિનાથના પાચસે મુનિએ અને શ્રી પાર્શ્વનાથના ચાર મુનિએ ભોગના લીધે સ યમ તજી ઘરબાર માડયો આ બધી નિકાચિતપ્રારબ્ધ કર્મની લીલા છે ઘણા નિકાચિત ભોગાવલી કર્મનો ઉદય આવે છે ત્યારે તેના સામા ઉભા રહીને મોટા તપસ્વીઓ પણ તે કર્મને જીતી શકતા નથી અને તે વખતે પાછા પડી જાય છે ત્યા જીવ કરતા કર્મબલવાન્ હોય છે તેથી શક્તિમરોડે જીવકી ઉદય કર્મ બલવાનૂએ ન્યાય ઘટે છે, તેથા જીવોનો દોષ ત્યા અલ્પ હોય છે અને કર્મનો દોષ ત્યા હોય છે

કર્મને શરમ નથી, કર્મથી ગમે તેવાની લાજ લુટાય છે પણ જ્ઞાની, કર્મનો ઉદય ટળતા પાછો શૂરબનીને કર્મને જીતે છે, તેથી તે છેવટે કર્મનો ક્ષય કરે છે જેણે નવાણુ કોટિ સોનૈયાનો ત્યાગ કર્યો અને દેવકુમારી સમાન આઠ સ્ત્રીઓને–યુવાનીમા કામના જોરમા આવે લીઓને પ્રતિબોધી તેવા જમ્બુકુમાર દુષ્કરકારીને દરરોજ ત્રણ કાલ વદુ છુ, ધન્ય છે એવા મહાત્માઓને

एक कन्या कोडि कचन ॥ तजी जेणे वली दूर ॥
ते वयरस्वामी नित्य वदीए ॥ नित्य उगमते सूर ॥ १०६ ॥
नवाणु पेटी सुरतणी ॥ नित नित होइ निर्मोल ॥
नरभव शिव सुख भोगवी ॥ ते सालिभद्र सुकुमाल ॥१०७॥
रत्नकमलने कारणे ॥ श्रेणिक आव्यो बार ॥
गोखथकी खोले लीयो ॥ लीयो ते सयममार ॥ १०८ ॥
आठ नारि जेणे तजी ॥ ते धनो धन धन ॥
नारी हास समम लीयो ॥ राख्यो ठाम जिणे मन ॥ १०९ ॥
खट नदन देवकीतणा ॥ भद्दिलपुर सुलसा नार ॥
तस घर तेउ उछर्या ॥ रूपे देवकुमार ॥ ११० ॥

ભાવાર્થ—જેણે ચારિત્રાવસ્થામા લબ્ધિ પામી છે તેવા વજ્રસ્વામિના ઉપર પાટલિપુરના કરોડાધિપતિ શેઠીઆના એક રૂક્મિણી પુત્રી મોહ પામી અને તેના પિતાએ એકક્રોડસોનૈયાસહિત પોતાની એક દેવકુમરી જેવી પુત્રીને આપવા વિનતિ કરી પણ વજ્રસ્વામિએ તે વિનતિ સ્વીકારી નહીં, પણ તે પુત્રીને વૈરાગ્યનો અને આત્મજ્ઞાનનો બોધ આપી સાધ્વી બનાવી ધન્ય છે એવા વૈરાગી મુનિવરોને! કારણકે દુનિઆના લોકો કચન કામિનીના સાગરમા ડુબી મરે છે અને વજ્રસ્વામી કચન કામીનીના દરિયાની પાર ઉતરી ગયા એવા વજ્રસ્વામી જેવાને પ્રાત કાલમા દરરોજ વાદવા જોઈએ જેણે મનુષ્ય ભવમા સુરભવના જેવુ સુખ ભોગવ્યુ અને દેવલોકમાથી જેમના ઘેર દરરોજ વસ્ત્રની, ઘરેણાની અને ખાવાના પદાર્થની નવાણુ પેટી આવતી હતી, તો પણ જેણે બત્રીસ સ્ત્રીઓનો ત્યાગ કરીને

ચારિત્રપદ અંગીકાર કર્યું એવા શાલિભદ્ર મુનિને દરરોજ વંદન કરૂં છું જેના ઘેર રત્નકમ્બલના સંબંધે રાજગ્રહી નગરીનો શ્રેણિક રાજા પોતાના ઘેર આવ્યો હતો, અને ગોખમાં રમતા એવા શાલિભદ્રને પોતાના ખોળામાં લીધો તેથી શાલિભદ્રને તાપ લાગ્યો. શાલિભદ્ર ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા તેની માતા ભદ્રાએ કહ્યું કે આતો આપણા શ્રેણિક રાજા છે અને આપણે તેમના સેવક છીએ તેથી શાલિભદ્રને એમ લાગ્યું કે ગુલામ મટીને પ્રભુ પદ પામવું, તેથી તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેથી ચારિત્ર અંગીકાર કર્યું શાલિભદ્રના બનેવી ધન્નાકુમારે પણ આઠ સ્ત્રીઓનો ત્યાગ કરી ચારિત્ર દીક્ષા અંગીકાર કરી ધન્ય છે એવા મુનિવરોને ! ! શ્રી કૃષ્ણ વાસુદેવની માતા દેવકીના છ પુત્રોનું જન્મ્યા પછી અપહરણ થયું હતું અને ભદ્દીલપુરમાં સુલસાને ઘેર ઉછર્યા હતા, અને રૂપે જેઓ દેવકુમર જેવા હતા તેમને પ્રત્યેકને બત્રીસ બત્રીસ દેવરમણી જેવી સ્ત્રીઓ હતી અને પ્રત્યેકને બત્રીસ ક્રોડ સોનૈયા મળ્યા હતા, પણ જેઓએ વૈરાગ્ય પામીને શ્રી નેમિનાથ પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી, તે છ મુનિઓને વારવાર વંદુ છું સંસારમાં જ્ઞાન, વૈરાગ્ય અને ચારિત્રની પ્રાપ્તિ થવી તેજ સારમાં સાર છે અને તેથીજ મોક્ષ મળે છે અને મોક્ષમાં અનંત સુખ છે અને ત્યાં જન્મ મરણના દુઃખ નથી

बत्तीस बत्तीस पदमणी । बत्तीस बत्तीस हेमकोडी ॥
नेम समीप सजमग्रही । ते वंदु कर जोडी ॥ १११ ॥
सहस पुरुषसु सजमलीयो । श्री नेमीसर हाथ ॥
ते थावच्चो वंदीये । महोत्सव करी जदुनाथ ॥ ११२ ॥
बार वरस छठ आंबले । कीधा शिवकुमार ॥
शीलव्रत सदा धरी । ए पण दुःकरकार ॥ ११३ ॥
कोसामंदिर चोमासु रह्या । चोरासी चोवीस ॥
ते थूलभद्र मुनि वंदीये । भद्रबाहु गुरुसीस ॥ ११४ ॥

ભાવાર્થ—કંચન અને કામિનીનો ત્યાગ કરવો તે કંઈ સ

હેલી વાત નથી કંચન અને કામિનીના વિચારો સ્વપ્નમા ન ધાયાં આવીને પ્રગટે છે કંચન અને કામિનીનો ત્યાગ કરવો, તેનો અર્થ માત્ર પણ રાગ ન રહે અને જ્યારે તેના ઉપર તિરસ્કાર છૂટે છે અને તેનો સંગ જ્યારે દુખકર જણાય છે ત્યારે ચારિત્ર અંગીકાર કરી શકાય છે દુનિયાના ભાવે જ્યારે મરાય છે ત્યારે ચારિત્રભાવે જીવાય છે અનેક ભવના કંચન અને કામિનીના વિચારો એકદમ ટાળ્યા ટળતા નથી, વૈરાગ્ય અને ત્યાગના વિચારોથી પ્રગટતા મોહના વિચારો નષ્ટ થાય છે થાવચ્ચા કુમારે એક હજાર મુનિયોની સાથે દીક્ષા અંગીકાર કરી અને સંસારના સુખોને વિષ્ટા સમાન માન્યા, તથા સંસારની કીર્તિ-પ્રતિષ્ઠાને ભૂંડની વિષ્ટા જેવી જાણી, ધન્ય છે એવા મુનિઓને કે જેઓએ ચારિત્ર અંગીકાર કરી મોક્ષપદ પ્રાપ્ત કર્યું શિવકુમારે બાર વરસ સુધી આબીલ તપ અને છઠ્ઠ તપ આ દર્યું અને દ્રવ્યભાવથી શીયળવ્રત પાળી ઉત્તમ ગતિ ભજનારા થયા ધન્ય છે! તેવા મહા મુનિવરને!! અને ધન્ય છે તેમના ત્યાગ વૈરાગ્યને!! શ્રી પાટલીપુત્રના રહેવાસી અને શકડાલ મંત્રીના પુત્ર એવા સ્થૂલભદ્રજીએ પોતાના પિતાનું મરણ સાભળી મંત્રીપદ ન લેતા સંભૂતિ સૂરિની પાસે દીક્ષા અંગીકાર કરી અને અનેક ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને ગુરૂના આદેશથી સ્વપરિચિતવેશ્યાના મંદિરમા ચોમાસું રહેવા ગયા, ત્યા અનેક લાલચોથી વેશ્યાએ લલચાવ્યા, કામાતુર બનાવવા માટે અનેક પ્રકારના આહાર જમાડ્યા। અને અનેક પ્રકારની કામની ચેષ્ટાઓ કરી, તોપણ જેણે બ્રહ્મચર્ય ખંડિત કર્યું નહિ અને ઉલટું કોશ્યાને પ્રતિબોધી જૈન બનાવી શ્રાવિકાના બાર વ્રત અંગીકાર કરાવ્યા તેમણે કામના ઘરમા રહીને કામનો નાશ કર્યો. એજ કોશ્યાના મંદિરમા બીજી વખત એક બીજા સિંહ ગુફાવાસી સાધુ આવીને ચોમાસું રહ્યા પણ તેનું કારણ કોશ્યા જાણી ગઇ અને સિંહગુફાવાસી સાધુને કામી બનાવી દીક્ષા[illegible] પુનઃ તેણીએ તેમને પ્રતિબોધ આપીને બ્રહ્મચર્ય[illegible] સિંહ ગુફાવાસી સાધુએ પણ [illegible] મુનિ વરનું ચે[illegible] ચોવીશી[illegible]

कपिला सगे नवी चन्यो । शेठ सुदरशन चग ॥
शूली सिंघासन थयु । सुर करे मन रग ॥ ११५ ॥
शिवरमणीने कारणे । जेणे सुख छडया देह ॥
तस नाम दोय चार लीजीए। भविजन सुणजो तेह ॥११६॥

ભાવાર્થ—સુદર્શન શેઠ પરસ્ત્રી ત્યાગી હતા અને રૂપે દેવ કુમાર જેવા હતા તેમણે, રાજાની રાણી કપિલારાણીની ભોગવિલાસ માટે ઘણી માગણી છતા પણ તેનો ત્યાગ કર્યો, તેથી રાજાની રાણીએ રાજાની આગળ સુદર્શન શેઠ ઉપર કુચેષ્ટાનુ કલક મૂકયુ રાજાએ સુદર્શન શેઠને શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો પછી દેવોએ સુદર્શન શેઠના બ્રહ્મચર્યના પ્રતાપથી શૂળીનુ સિંહાસન કર્યું દેવોએ સુદર્શનશેઠનો શીયળ મહિમા ગાયો તેથી રાણીની ફજેતી થઈ આમ સુદર્શન શેઠનો જયજયકાર થયો દેહના રૂપની પ્રીતિનો ત્યાગ કર્યા વિના બ્રહ્મચર્ય પાળી શકાતુ નથી, તથા ચામડીનો મોહ ટાળ્યા વિના બ્રહ્મચર્ય પાળી શકાતુ નથી સ્પર્શમા સુખની બુદ્ધિથી મૈથુન ભોગ થાય છે અને તેથી બળ, બુદ્ધિ, કીર્તિ, સુખ તથા પ્રતિષ્ઠાનો નાશ થાય છે અને શરીરે અનેક પ્રકારના રોગ થાય છે વ્યભિચારીનુ મન હડકાયા કુતરાની પેઠે જ્યા ત્યા દોડયા કરે છે, અને વ્યભિચારીનુ મન સ્થિર થતુ નથી વ્યભિચારી નામર્દ ભીરૂ કાયર અને નિર્લજ્જ બને છે, અને તે ચારે તરફથી શકાવાળો બને છે તે વસ્તુત સત્ય પ્રેમી નથી, કારણકે તેનો પ્રેમ વ્યભિચારી છે અને તેનુ વર્તન પણ વ્યભિચારી હોય છે વ્યભિચારીના મનનુ ધારેલુ કાર્ય સિદ્ધ થતુ નથી જેમ જેમ તે પોતાના પાપકર્મ છુપાવવા પ્રયત્ન કરે છે તેમ તેમ તે જગતમા વધારે પ્રકાશિત થાય છે વ્યભિચાર એ મહાન્ રોગ છે તે જ્યા પેસે છે ત્યા સત્યાનાશ વાળે છે જ્યા સુધી આત્મામા સત્ય સુખનો અનુભવ ના થાય ત્યાંસુધી વ્યભિચારની વૃત્તિનો પણ નાશ થતો નથી, માટે બ્રહ્મચર્ય પાળવા સારૂ સત્સમાગમ અને સદ્ગુરૂ બોધ લેવો જોઇએ તથા ધર્મ પુસ્તકોનુ વાચન કરવુ જોઇએ તીખા તમતમા તથા કામની વૃત્તિના ઉત્તેજક એવા પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ ક્ષણે ક્ષણે આત્માને સદ્વિચારોથી

વિશુદ્ધ કરવો જોઇએ ખરાબ વિચારોનો ત્યાગ કરવો જોઈએ અને મન ઉપર કાબુ રાખતા શીખવુ જોઇએ જ્યાસુધી મન ઉપર કાબુ ન આવે ત્યાસુધી મૈથુનવૃત્તિ ઉત્તેજક બાહ્ય સયોગોથી દૂર રહેવુ જોઈએ, અને સાત્વિક આહાર પાનથી શરીરનુ પોષણ કરવુ જોઈએ, અને વ્યભિચારી સ્ત્રી પુરૂષોના સગનો ત્યાગ કરવો જોઇએ આત્માના સુખને માટે દેહસુખ ત્યાગ કરનારા તથા દેહની મમતા ત્યાગ કરનારા અને દેહ મરણ ભીતિનો ત્યાગ કરનારા મ્હાત્માઓના અનેક દ્રષ્ટાતો છે

वरस दिवस काउस्सग कीयो । बाहुबली अणगार ॥
मान गजथी उतर्यो । तव लीयो केवल सार ॥ ११७ ॥
गजसुकुमाल शिर सोमले । देखी धर्या अगार ॥
समता पसाये ते वली । पाम्या भवनो पार ॥ ११८ ॥
मेतारज शिर सोनीपे । वाघर वेंट्यो धरी खेद ॥
निज मन ठामज राखीओ । कीयो भसारनो छेद ॥ ११९ ॥

ભાવાર્થ—શ્રી બાહુબળીએ ભરતરાજાને પાચ પ્રકારના યુદ્ધમા હરાવ્યા અને પછી દીક્ષા અગીકાર કરી પોતાના નાના ભાઈઓને જો શ્રી ઋષભદેવ ભગવાન્‌ની પાસે જવાય તો વાદવા પડે, તેથી શ્રી ઋષભદેવ પાસે નહીં જતા તે વગડામા કાઉસ્સગ ધ્યાને રહ્યા એક વર્ષ સુધી કાઉસ્સગ ધ્યાને સ્થિર આસનથી રહ્યા અને તેમના શરીર ઉપર વેલડીઓ વીંટાઈ ગઈ અને તે આજુબાજુના ઉગેલા ઘાસમા ઢકાઇ ગયા લાકડાના ઠુઠા જેવા જાણીને ચકલાઓએ તે પર માળા કર્યા અને ખીસકોલા તેમના શરીર પર ચઢીને રમવા લાગ્યા અને તેમના મસ્તક ઉપર અનેક પખીઓ આવીને બેસતા હતા અને સર્પો વગેરે ચકલાના બચ્ચા ખાવા માટે શરીર ઉપર ફર્યા કરતા હતા તેમના પ્રચડ બળવાન્ શરીર ઉપર વૈશાખ માસનો ઉગ્ર તાપ પડતો હતો, તથા માઘ મહીનાનુ ઘણુ શીતળ બરફ તથા ટાઢ પડતી હતી, તથા ચોમાસાનો મુશળધાર વરસાદ તેમના શરીર ઉપર પડતો હતો, તોપણુ તેઓ નિશ્ચળ કાઉસ્સગ ધ્યાને રહ્યા હતા, જરા પણુ ડગતા નહોતા, પણ એવા

મનમા અહ કાર રહી ગયો હતો શ્રી ઋષભદેવ ભગવાનને બાહુબ
ળીની બહેને પુછયુ કે, બાહુબળી કેમ આપની પાસે આવતા નથી?
ત્યારે પ્રભુએ સઘળુ વૃત્તાત જણાવ્યુ, તેથી બાહુબલીની સાધ્વી
બનેલી બ્હેને ત્યા જઈને કહ્યુ કે, **વીરા ગજથકી નીચા ઉતરો,
ગજ ચઢે** કેવલ ન હોય રે, વીરા૦ ॥ બાહુબલીએ એ શબ્દ
સાભળ્યો અને બેન કહે છે કે હુ હાથી ઉપર ચઢ્યો છુ પણ
હુ તો ત્યાગી છુ, એમ વિચાર કરતા કરતા સમજાયુ કે
બેન, અહ કાર રૂપ હાથીપર હુ ચઢ્યો છુ એમ જણાવે છે,
તે સત્ય છે પછી તેમણે નાનાભાઇઓને વાદવાનો નિશ્ચય કરીને
એક ડગલુ ભર્યું ત્યાજ તેમના હૃદયમા કેવલજ્ઞાન પ્રગટયુ, શ્રી
ગજસુકુમાલ વૈરાગી હતા તેમણે બાવીશમા તીર્થ કર નેમિના
થનો બોધ સાભળી દીક્ષા અ ગીકાર કરી અને સ્મશાનમા જઈ
કાઉસગ્ગ ધ્યાનમા રહ્યા, શ્રી કૃષ્ણ વાસુદેવના નાનાભાઈ ગજ
સુકુમાલના સસરા સોમિલે પોતાના જમાઇને દીક્ષા લીધેલા દેખી
વિચાર્યુ કે ગજસુકુમાલે મારી પુત્રીનો ભવ બગાડ્યો માટે તેનુ
વૈર વાળવાની બુદ્ધિએ ગજસુકુમાલના શીર્ષ પર માટીની પાળ કરી
તેમા અ ગારા ભર્યા, પણ ગજસુકુમાલે સમતાધારી તેથી તે મુક્તિ
પદ પામ્યા, શ્રી મેતાર્ય મુનિના શરીરને સોનીએ વાધરથી વિ ટયુ,
મેતાર્ય મુનિએ સોનીના ઘરમાથી સુવર્ણના યવો ચોર્યા નહોતા તો
પણ સોનીને શ કા આવી, તેથી મેતાર્યને વાધરે વીંટી માર માર્યો
તેથી પણ મેતાર્ય મુનિએ સમતાભાવ ધારણ કર્યો અને મુક્તિ
પદ પામ્યા, સોનીના જવલા પાછા મળતા તે મેતાર્યમુનિનો
રજોહરણ વસ્ત્ર લઇ સાધુ થયો અને ને પશ્ચાત્તાપ કરી સ યમ
પાળી સદ્દગતિમા ગયો

सुकोसल सुकुमाल मुनि । वलुर्यं वाघण अग ॥
चाप निजामि मा भरि । शिवपुरी वरी मन रंग ॥१२०॥
पूरवभव प्रिया शियालणी । तन भरयो अवती सुकुमाल ॥
नलिनी गुल्म विमानना । पाम्यो सुख तत्काल ॥१२१॥
पचशत शिष्य खधकतणा । घाणी पील्या सोय ॥
शिवनयरी शिव पामीया । ए समता एक जाय ॥ १२२ ॥

ભાવાર્થ—સુકોસલ મુનિ વૈરાગી ત્યાગી જ્ઞાની હતા તે વગ
ડામા ધ્યાન ધરતા હતા, વગડામા એક વખત વાઘણુ આવી અને
તેણીએ સુકોસલ મુનિનુ શરીર વલુરી નાખ્યુ અને તેના શરીરને
ખાઇ ગઇ, તેના બાપે સુકોસલ મુનિને મરતી વખતે વૈરાગ્યનો ઉપ
દેશ આપ્યો, સુકોસલ મુનિએ મરતી વખતે આત્માને શરીરથી
ભિન્નમાની વૈરાગ્ય ભાવ ધારણ કર્યો અને થતી દુ ખવેદના સહન
કરી, અને વાઘણુના ઉપર જરા માત્ર રીસ કરી નહીં મનમા જાણ્યુ
કે શરીર એ મારૂ નથી, હુ આત્મા અવિનાશી છુ, તે છેદાતો નથી
ભેદાતો નથી, પણ જે મરે છે તે શરીર છે શરીરનો જ્યારે ત્યારે પણ
વસ્ત્રની પેઠે ત્યાગ કરવો પડે છે, અને દુ ખ સહન કર્યા વિના કોઇનો
છુટકો છેજ નહીં, તો પછી વૈરી ઉપર વૈર ઝેર કરી નવા કર્મ બાધી
પાછુ દુ ખી થવુ તે ઠીક નથી માટે સુકોસલ મુનિ એવો વિચાર
કરીને સમભાવમા રહ્યા, અને કેવલી થઈ મોક્ષે ગયા, તેમના પિતા
પણ મોક્ષમા ગયા અવતીસુકુમાલ એક શેઠના પુત્ર હતા અને
કરાડાધિપતિ હતા ઉજ્જયની નગરીમા સપ્રતિ રાજાના વખતમા
અને શ્રી આર્ય સુહસ્તિ સૂરિના વખતમા તે હતા આર્ય સુહસ્તિ
સૂરિ પાચસો શિષ્ય સહિત અવતી સુકુમાલના બગલામા ઉતર્યા
અને રાત્રે તે દેવલોકના સ્વરૂપનુ અધ્યયન કરતા હતા તેવામા
નલિની ગુલ્મ વિમાનની વ્યાખ્યા આવી અને તે સાભળતા અવતી
સુકુમાલને જાતિ સ્મરણ થયુ અને તેમણે વૈરાગ્ય પામી બત્રીસ
સ્ત્રીઓનો ત્યાગ કરી માતાની રજા લઇ આર્ય સુહસ્તિગુરૂ પાસે
દીક્ષા અગીકાર કરી, અને અવતીના સ્મશાનમા કાઉસ્સગ ધ્યાને
રહ્યા ત્યા રાત્રે તેમની પૂર્વ ભવની સ્ત્રી કે જે શીયાલણી થઈ હતી તે
નાના બચ્ચા સહિત ત્યા આવી, અને પૂર્વભવના વૈરથી અવતી
સુકુમાલના શરીરને ચાર પહોરમા ખાઈ ગઈ, પણ અવતી સુકુમાલ
શુભ પરિણામમા રહ્યા તેમણે શિયાલણી ઉપર ક્રોધ વૈર કર્યું
નહીં, તેથી તે મરણ પામી દેવલોકમા નલિનીગુલ્મ વિમાનમા
દેવ થયા શ્રી સ્કધકસૂરિના પાચસો સાધુઓને તેમના
બનેવી રાજાએ વહેમ લાવીને ઘાણીમા પીલવાનો હુકમ
કર્યો અને પાચસો શિષ્યોને ઘાણીમા ઘાલીને પીલી નાખ્યા

પાચસો સાધુઓએ મરતી વખતે સમભાવ ધારણ કર્યો અને મર ણુના દુ ખ સમભાવથી સહન કર્યા પાચસે સાધુઓને ઘાણીમા પીલતી વખતે સ્કધકસૂરિએ વૈરાગ્યનો ને સમભાવનો ઉપદેશ આપ્યો અને તેથી તેઓ આત્મ સમાધિમા મરણુ પામી મોક્ષમા ગયા. એક નાના શિષ્યને જ્યારે ઘાણીમા પીલવા માડ્યો ત્યારે તેના ઉપર પોતાનો બહુપ્રેમભાવ હોવાથી સ્કધક સૂરિને તે વખતે મનમા બહુ લાગી આવ્યુ, તેમને પણુ ઘાણીમા પીલવામા આવ્યા સ્કધક સૂરિના પાચસો મુનિયોને ધન્ય છે ! ! તેમના જેવો નિર્મોહભાવ થશે ત્યારેજ મુક્તિ થશે આત્મામા આત્મભાવ ધારણુ કરવાથી મોક્ષ થાય છે, અને ત્યાગ વૈરાગ્યથી મોક્ષ મળે છે પૂર્વના મુનિ ઓએ મોક્ષ માટે શરીર ઉપર જરા માત્ર મોહ રાખ્યો નથી ધન્ય છે એવા મુનિયોને ! ! આપણે પણુ તેમના પગલે ચાલીયે તેમાજ કલ્યાણુ છે ભસવુ અને આટો ફાકવો તે જેમ એકી વખતે બને નહીં તેમ મોક્ષ પ્રાપ્ત કરવુ અને મોહ રાખવો એ બે પણુ એકી વખતે સાથે બને નહીં મોક્ષની પ્રાપ્તિમાટે તો રાગદ્વેષને જીતવા જોઇએ, અને મરણુ આવે હજારો લોકો સામા પડે, નિદા કરે, દુશ્મનો મારી નાખે, તો પણુ આત્માની શ્રદ્ધામા સ્થિર રહીને સર્વ દુ ખો સમભાવે સહેવાજ જોઇએ અને તેમાજ આત્મકલ્યાણુ છે

चिलातीपुत्र नारी शिर । छेदीने कर लीध ॥
उपशम सवर विवेक । करत कर्म दूर कीध ॥ १२३ ॥
दिन प्रति सात हत्या करी । अर्जुनमाली नाम ॥
परीसह देखी खीमा धरी । पाम्या शिवपुर ठाम ॥ १२४ ॥

ભાવાર્થ—ચિલાતી પુત્રને એક શેઠની પુત્રી ઉપર મોહ જે થયો હતો શેઠના જાણુવામા તે વાત આવી અને ચિલાતીપુત્ર કે પોતાના ઘરમા નોકર રહ્યો હતો તેને શેઠે ઘરમાથી કાઢી મૂકયો તે ચોરોની પલ્લીમા ગયો અને ચોરોમા રહી ચોરી કરતા શીખ્યો અને છેવટે પલ્લીપતિ મરવાથી પોતે પલ્લીપતિ થયો અને તે પોતાના શેઠના ઘરમા રાત્રે ચોરો સહિત પેઠો શેઠનુ ઘર લુટયુ અને શેઠની પુત્રીને ઉપાડી ગયો શેઠ પોતાના પુત્રો સહિત અને

સૈનિકો સહિત તેની પાછળ પડ્યો શેઠની પુત્રીને ચિલાતીપુત્રે તરવારથી મારી અને તેનુ મસ્તક લઈ વનમા ગયો શેઠ પાછા વળી ગયા. ચિલાતીપુત્રે વનમા એક સાધુને કાઉસગ્ગધ્યાને રહેલા દીઠા, અને શેઠની પુત્રી કે જેને પકડીને પોતાની સ્ત્રી કરવાની હતી તેને મારી નાખી તેથી તેને વૈરાગ્ય થયો તેણે સાધુને તરવારથી ભય દેખાડીને સત્ય ધર્મ પુછયો મુનિરાજે ઉપશમ, સવર અને વિવેક એ ત્રણ શબ્દ કહ્યા અને આકાશમા ઉડી ગયા ચિલાતીપુત્રે ઉપશમ, સવર અને વિવેકનુ સ્વરૂપ વિચારવા માડયુ, અને કીડીઓએ રૂધિરના પ્રસગને લઈને તેના શરીરને ઘણા ચટકા ભર્યા, પણ ચિલાતીપુત્ર સમભાવે રહ્યા ઉપશમ, સવર અને વિવેકનુ સ્વરૂપ ભાવતા ભાવતા તેમના અતરના પડદા ખુલી ગયા, અને શુકલ ધ્યાનમા સ્થિર થઈ કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા મહા પાપી પુરૂષો પણ જ્ઞાન, ધ્યાન સમભાવ, સમાધિથી મોક્ષપદ પ્રાપ્ત કરે છે અર્જુનમાળી શ્રી મહાવીર સ્વામી પ્રભુના વખતમા થયો હતો અર્જુનમાલી એક યક્ષની પૂજા કરતો હતો તેની સ્રીનાપર સાત વઠ પુરૂષો રાગી થયા હતા અર્જુનમાલી અને તેની સ્રી જ્યારે યક્ષના મદિરમા હતા ત્યારે સાત વઠ પુરૂષો લાગ જોઇને આવ્યા અને અર્જુનમાલીને પકડી બાધ્યો અને તેના દેખતા તેની સ્રીની સાથે વ્યભિચાર કર્મ કર્યું અર્જુનમાલીને ઘણો ક્રોધ થયો અને તેણે યક્ષને પોતાની સહાય ન કરી તેનેમાટે યક્ષને ઠપકો આપ્યો, તેથી અર્જુનમાલીના શરીરમા યક્ષ પેઠો અને મુદ્દગરવડે સાત પુરૂષોને મારી નાખ્યા, અને દરરોજ રાજગ્રહીની બહાર અર્જુનમાલી ફરતો હતો અને સાત પુરૂષોને માર્યા બાદ શાત થતો હતો રાજગ્રહી નગરીની બહાર વૈભારગિરિ પર્વત ઉપર ચોવીશમા તીર્થકર શ્રી મહાવીર પ્રભુ પધાર્યા હતા અને શ્રેણિકરાજાએ ઢઢેરો પીટાવ્યો હતો કે અર્જુનમાલીના ભયથી સવારમા કોઇએ બહાર જવુ નહીં શ્રી પ્રભુ મહાવીરદેવના ઉપાસક એક સુદર્શન નામના શેઠ હતા તે તો ભક્તિના રાગથી અર્જુનમાલીનો ભય ન ગણતા પ્રભુને વાદવા નગરની બહાર નીકળ્યા એવામા સામો અર્જુનમાલી મળ્યો તે મુદ્દગર લઇને મારવા દોડ્યો સુદર્શન શેઠે પ્રભુ

મહાવીર સ્વામીનુ શરણુ કરીને સમભાવ ધારણ કર્યો, તેથી અર્જુન માલીના શરીરમાથી યક્ષ નીકળી ગયો શેઠે અર્જુનમાલીને બોધ આપ્યો અને તેને પ્રભુ મહાવીર દેવના દર્શન કરવા લઇ ગયો અર્જુનમાલીએ શ્રી મહાવીર પ્રભુનુ વ્યાખ્યાન સાભળી દીક્ષા અગીકાર કરી અને રાજગ્રહીની બહાર કાઉસ્સગ્ગધ્યાને રહ્યા લોકોએ તેના પર પથરા માર્યા, ઇટો મારી તો પણ તેમણે સમભાવ ધારણ કર્યો કોઈ કોઇ વખત તો તે ઇટોના ઢગલામા ઢકાઇ જતા હતા રાજગ્રહીના ચારે દરવાજે તેમણે ધ્યાન ધર્યું અને સમભાવથી લોકોના ઉપસર્ગ સહન કરીને કેવલજ્ઞાન પામ્યા અને મોક્ષમા ગયા ધન્ય છે એવા મુનિવર્ગને ! ! તેમના પગલે ચાલી તેમના જેવી સમભાવદશા પ્રાપ્ત કરવી જોઇએ એવી સમભાવદશા પ્રાપ્ત થયાથી અનત ભવના મહાઘોર કર્મ પણ છૂટી જાય છે

मुनिपति मुनि काउसग्ग रही ॥ अगनि दाघी देह ॥
परिसह सही पदवी वरी ॥ अमर वधु धरी सनेह ॥ १२५ ॥

वस उपर नाटक करी ॥ एलाचीपुत्र सुकुमार ॥
जातिस्मरण उपनु ॥ ज्ञान अनत अपार ॥ १२६ ॥

ભાવાર્થ—મુનિપતિ મુનિ, કાઉસગ્ગ ધ્યાનમા સ્થિર રહ્યા હતા, તેમની કાયા, લાગેલી અગ્નિથી દાઝી ગઈ, પણ તેમણે અગ્નિનો પરિષહ સહન કરીને અમર વધુની પ્રાપ્તિ કરી ઇલાચી કુમાર એક શેઠના પુત્ર હતા, બાલ્યાવસ્થામા તેમણે બહોતેર કળાનું શિક્ષણ લીધુ હતુ રૂપે દેવકુમાર જેવા હતા. તેના નગરમા એક નટનુ ટોળુ નાચવા આવ્યુ, તેમા એક નટની પુત્રી હતી, તે રૂપે રભા સમાન સૌદર્યવતી હતી તે નટડીની પુત્રી ચોસઠ કળામા કુશળ હતી, અને તે વાસ ઉપર ચડીને અનેક પ્રકારના ખેલ કરતી હતી તેને દેખીને ઇલાચીકુમાર તેના ઉપર આસક્ત થયા ! તેણી ને પોતાની સ્ત્રી બનાવવા માટે નટને વાત કરી, નટે ઇલાચીકુમારને કહ્યુ કે તારે જો મારી પુત્રીને વરવાની ઇચ્છા હોય તો તુ નટ થા ! ! ઇલાચીકુમારે નટ થવાની વાત કબૂલ કરી, અને નાતજાત,

કુલવટનો ત્યાગ કરીને તે નટ બની ગયો અને નટની સર્વ કળા શીખ્યો ત્યારે નટે તેને પોતાની પુત્રી પરણાવી અને નટવિદ્યામા દક્ષ કર્યો એક વખત તે એક નગરના રાજાની પાસે નાચવા ગયો રાજાએ મોટી સભા ભરી અને ઇલાચીકુમારનો ખેલ જોવા લાગ્યો વાસ ઉપર ઇલાચીકુમાર ચઢ્યો અને નીચે તેની સ્ત્રી ઢોલકુ વગાડવા લાગી રાજાની દૃષ્ટિ, ઇલાચીકુમારની નટડી સ્ત્રી ઉપર પડી અને રાજા, નટડી ઉપર મોહિત થઇ ગયો પછી તેણે ધાર્યું કે જો આ નટ નાચતા નાચતા પડે તો હુ આ નટડીને મારી સ્ત્રી બનાવુ, એમ કપટકળા કરીને રાજા ઇલાચીકુમાર નટની પાસે વધારે વધારે ખેલ કરાવવા લાગ્યો અને દાન આપતા ઘણી વાર કરી ઇલાચીએ આખરે રાજાનુ મન જાણી લીધુ એવામા વાસ ઉપરથી ઇલાચીકુમારની દૃષ્ટિ એક શેઠના ઘરમા સાધુ વહોરવા ગયા હતા તેના ઉપર પડી શેઠની સ્ત્રી પદ્મિની હતી, તે રભાના કરતા પણ અત્યત રૂપવતી હતી તે સાધુને મોદકનો થાળ ભરી વહોરાવવા લાગી તોપણ મહારાજે તે વહોરવાની ના પાડી તે દેખીને ઇલાચી કુમારના મનમા-સાધુની નિસ્પૃહતા ઉપર ઘણી રૂચિ પ્રગટી, અને મનમા વિચાર કરવા લાગ્યો કે ધન્ય છે! આવા મુનિને!! કે જે મારી સ્ત્રીના કરતા અનત ગણી રૂપાળી એવી શેઠની સ્ત્રીના સામુ પણ જોતા નથી અને લાડુની પણ ઇચ્છા રાખતા નથી જ્યારે હુ કયા કે જે આ નટડી ઉપર મોહ પામ્યો અને કયા આ રાજા કે જે મારી સ્ત્રી ઉપર મોહિત થયો છે! એમ વિચારી વૈરાગ્યની ભાવના ભાવવા લાગ્યો, અને તેના હૃદયમા કેવલજ્ઞાન પ્રગટ્યુ અને દેવોએ તેનો મહિમા કર્યો, રાજાને પણ બોધ થયો અને તેને પણ પોતાની ભૂલનો પશ્ચાત્તાપ થતા કેવલજ્ઞાન પ્રગટ થયુ ધન્ય છે એવા ઇલાચીકુમારને!!

कर्मवशे आपाढ मुनि ॥ भरतनो नाटक कीध ॥
अनित्यभावना भावता ॥ तीणे तिहा केवल लीध ॥ १२७ ॥
सुशिष्य पथक मुनि ॥ गुरुप्रमाद कीधो दूर ॥
शेत्रुजागिरि अणसण करी ॥ ते वदु गुणभूर ॥ १२८ ॥

चडरुद्र गुरु स्कंध करी ॥ रजनी कीयो विहार ॥
शिष्य केवल पामीयो ॥ तिम गुरु केवल धार ॥ १२६ ॥

ભાવાર્થ—ગૃહસ્થાવાસનો ત્યાગ કરીને આષાઢામુનિએ ચા રિત્રદીક્ષા અગીકાર કરી અને દ્વાદશાગીનો અભ્યાસ કર્યો, પણ પુરૂષ વેદના નિકાચિત ભોગાવલિકર્મના ઉદયથી તે વેશ્યાના સગમા આવ્યા, અને ભોગાવલીકર્મ ભોગવવા લાગ્યા, વેશ્યાએ એક દિવસ રાજાને ત્યા આષાઢામુનિ સારૂ નાટક કરે છે એવી પ્રશસા કરી રાજાએ આષાઢામુનિને માનપૂર્વક બોલાવ્યા, આષાઢામુનિએ ભરતનુ નાટક કર્યુ, દૈવી લબ્ધ શક્તિના બળે ભરતનુ અને બાહુબલીનુ યુદ્ધ દેખાડયુ, સર્વ ચરિત્ર ભજવી બતાવ્યુ, રાજાએ કહ્યુ કે ભરતનુ તમે દૈવી નાટક બતાવ્યુ પણ ભરતને આરીસાભુવનમા કેવળજ્ઞાન થયુ હતુ, એટલુ બાકી રહે છે આષાઢા મુનિએ આરીસાભુવન બનાવ્યુ અને અનિત્ય ભાવના ભાવતા તે કેવલજ્ઞાન પામ્યા, ધન્ય છે એવા આષાઢામુનિવરને ! સુશિષ્ય પથક મુનિ પોતાના ગુરૂ શિથિલાચારી બની ગયા હતા તોપણ તેમની પાસે રહી તેમની સેવા કરી, અને તેમની ગુરૂસેવા ભક્તિથી તેમના ગુરૂ પાછા વૈરાગ્યભાવ નાથી જાગ્રત્ થયા એવા પથક મુનિને ક્રોડોવાર વદના કરૂ છુ આવા ગુરૂભક્ત શિષ્યોથી પૃથ્વી રત્નવતી ગણાય છે એક નગરીમા એક શેઠનો પુત્ર હતો, તે પરણીને શ્રી ચડરૂદ્ર આચાર્ય પાસે દર્શન કરવા આવ્યો પોતાના મિત્રોએ પોતાના મિત્રની મશ્કરી કરતા કહ્યુ કે ગુરૂ મહારાજ ! આ અમારા મિત્રને દીક્ષા આપો એતો દીક્ષા લેવા આવ્યો છે ચડરૂદ્રાચાર્ય ઘણા ક્રોધી હતા તેથી તે આ મશ્કરી સહન ન કરીશકયા અને તુર્તજ પેલા પરણેલા છોકરાને પકડી બળજોરીથી સાધુની દીક્ષા આપી દીધી ! પેલા શેઠના પરણેલા પુત્રે વિચાર કર્યો કે દીક્ષા લીધી તે લીધી, હવે મૂકાય નહીં હવે મારે સસારમા પાછુ જવુ નથી એમ દૃઢ નિશ્ચય કરીને ગુરૂને આ સ્થળે રહેવામા ઘણી હાનિ છે એમ સમજાવી રાત્રે વિહાર કર્યો, ગુરૂ રાત્રે દેખતા નહોતા તેથી તેણે ગુરૂને પોતાના સ્કધ ઉપર બેસાડી દીધા અને રાત્રીમા તેણે ગમન કર્યુ રાત્રે અધારામા આડા અવળો ચાલવા લાગ્યો, કોઈ ઠેકાણે ખાડા આવે, કોઈ ઠેકાણે ટેકરા

આવે, તેથી ગુરૂને ઇજા થઇ તેથી તે શિષ્યના મસ્તક ઉપર તથા કેડયો ઉપર દડના વાર વાર પ્રહાર કરવા લાગ્યા ! પણ શિષ્યની અવળી બુદ્ધિ હતી, તથા પહેલાથી તે ગુરૂભક્તિ કરતા શીખ્યો હતો, તેથી તે મનમા વિચાર કરવા લાગ્યો કે, અહો ! મારા ગુરૂને દુ ખ થાય છે તેથી તે દડા મારે છે, અને મને શિખામણ આપે છે આવા મહાન્ આચાર્યને મે રાત્રીમા વિહાર કરાવ્યો તેમા મારો દોષ છે એમ વિચાર કરીને સ્કધ ઉપર ગુરૂને લઈ મનમા સારી ભાવના ભાવતો ભાવતો ચાલ્યો જતો હતો, એવામા તેના હૃદયમા ઘણી ઉંચી સારી ભાવના પ્રગટી તેથી તેના હૃદયમા કેવલજ્ઞાન પ્રગટયુ, અને સિદ્ધા રસ્તે ચાલવા માડયો ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે 'માર' એ ચૌદમુ રત્ન છે તેનાથી તુ પાધરો ચાલવા લાગ્યો શિષ્યે કહ્યુ કે તમારા પસાયથી ગુરૂએ કહ્યુ કે તને જ્ઞાન ઉત્પન્ન થયુ છે? શિષ્યે હા પાડી, શિષ્ય કેવલજ્ઞાની થયો જાણીને ગુરૂ પોતાના શિષ્ય-કેવળીને ખમાવા લાગ્યા, અને વાદવા લાગ્યા તેથી ચ ડરૂદ્રાચાર્યને પણ તુર્ત કેવલજ્ઞાન પ્રગટયુ, અને બન્ને મુક્તિ પદને પામ્યા

खटमासी आहारने पारणे ॥ ढढण नाम कुमार ॥
मोदक चूरता पामीओ ॥ केवलज्ञान उदार ॥ १३० ॥
कुर भरवता केवल लह्यु ॥ कूरगडु अणगार ॥
चमा खड्ग हाथे धरी ॥ जे मुनिमा शिणगार ॥ १३१ ॥

ભાવાર્થ—ઢઢણ ઋષિ મહા તપસ્વી હતા, તે શ્રી નેમિનાથ પ્રભુના શિષ્ય હતા, છ છ મહિનાના ઉપવાસ કરીને તેના ઉપર પારણુ કરતા હતા અને પારણુ કરીને તેના ઉપર પુન છ મહિનાના ઉપવાસ કરતા હતા એક દિવસે શ્રી નેમિનાથ પ્રભુએ શ્રી કૃષ્ણની આગળ સર્વ સાધુઓમા મહાતપસ્વીતરીકે શ્રી ઢઢણકુમારની ઘણી પ્રશસા કરી, તેથી દ્વારિકાનગરીના માર્ગમા વહોરવા જતા એવા ઢઢણકુમાર ઋષિને શ્રી કૃષ્ણે ઘણા ભક્તિભાવથી વદન કર્યું તેથી ઢઢણકુમાર એક મોટા તપસ્વી ઋષિ છે એમ બીજા લોકોના મનમા આવ્યુ અને એક શેઠે શ્રી ઢઢણકુમાર ઋષિને વદન કર્યું અને પોતાને ઘેર નિમત્રણ કરી ઘણાજ ભક્તિભાવથી મોદક વહો

રાખ્યા મોદક વહોરીને શ્રી નેમિનાથ પ્રભુની પાસે ઢઢણ ઋષિ આવ્યા અને સ્વલબ્ધિથી આહાર મળ્યો એમ જણાવ્યુ, ત્યારે પ્રભુએ કહ્યુ કે એ તો કૃષ્ણે તમારો મહિમા કર્યો તેથી એ મોદક મળ્યા છે તેથી ઢઢણઋષિ તે મોદકને કુભારના નિભાડામા પરઠવવા ચાલ્યા અને ત્યા જઈ ચૂર્ણ કરતી વખતે આત્મભાવના ભાવતા ભાવતા તેમનામા કેવલજ્ઞાન પ્રગટયુ ધન્ય છે એવા મુનિવરને !! કે જેણે પોતાની લબ્ધિએ આહાર ન મળે તો પારણાના દિવસે પાછા છ મહિનાના ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા કરી હતી કૂરગડુ નામના એક રાજાના પુત્ર હતા, તેમણે પૂર્વભવમા મુનિ દશામા તપ કરતા ઘણો ક્રોધ કર્યો હતો તેથી તે તિર્યગ્ યોનિ વગેરેના અવતાર પામતા પામતા રાજાના પુત્ર થયા અને તેમણે એક મહાન્ જ્ઞાની આચાર્ય કે જે ઘણા શિષ્યવાળા હતા તેમની પાસે દીક્ષા અગીકાર કરી, પણ તેમને સવારના પહોરમા ઘણી ભુખ લાગતી હતી, તેથી સૂર્ય ઉગ્યો કે બે ઘડી પછી તુર્ત ગૃહસ્થોના ઘેરથી એક ઘડો ભરીને ભાત લાવતા હતા, અને જ્યારે ખાતા ત્યારે તેમની ભુખ ભાગતી હતી, તેથી લોકોએ તેમનુ નામ કૂરગડુ પાડયુ એક વખતે સાગ નગરની પાસે તેઓ ગયા, ત્યા ચાર મોટા આચાર્યોએ મહિના મહિનાના ઉપવાસ કર્યા હતા કેટલાકોએ છ મહિનાના, કેટલાકોએ ચાર, ત્રણ, બે એક અને કેટલાક સાધુઓએ પાખમણ, અઠાઈ ને છેવટે અઠ્ઠમ કર્યા હતા, પણ કૂરગડુએ સાવત્સરિક દિવસે પણ ઉપવાસ ન કર્યો અને સવારમા વહોરવા નીકળ્યા ગૃહસ્થ ભકનમાના કેટલાકોએ વહોરાવતા તેમની મશ્કરી કરી પણ તેમણે ખાખરા વિગેરે વહોરીને અચાર્યોને દેખાડ્યા આચાર્યોએ અને સાધુઓએ પણ તેનો તિરસ્કાર કરીને તેમના પાત્રમા થુકયા અને કહ્યુ કે આવા મોટા દિવસે પણ નવકારશી કરે છે ? તને લજ્જા પણ નથી આવતી ? તુ અમારા ગચ્છની અપકીર્તિ કરે છે, કૂરગડુએ સમતાભાવ ધારણ કર્યો અને જરા પણ ક્રોધ ન કર્યો અને પોતાના કર્મની નિંદા કરવા લાગ્યા, અને તેથી તેમનામા આત્મભાવના પ્રગટ થતા કેવલજ્ઞાન પ્રગટયુ તેથી નજીકની દેવીએ તેમને વદન કર્યુ બીજી બાજુ આચાર્યો અને અને સાધુઓ દેવીને હસવા લાગ્યા દેવીએ કહ્યુ કે, કૂરગડુ મુનિને

કેવલજ્ઞાન થયુ છે ત્યારે તેમના ગુરૂએ તેમને વાદીને ખમાવ્યા, તેથી તેમને પણ કેવળજ્ઞાન થયુ ક્ષમા જેવુ કોઈ મોટુ તપ નથી, કરોડો વર્ષનુ તપ પણ બે ઘડીની ક્ષમાને પહોચી શકતુ નથી ક્રોધ, વૈર વિગેરે કષાયોને દબાવવા, એ બાહ્ય ઉપવાસો કરતા અનતગણું મોટુ તપ છે, કે જે એવા મોટા તપને કુરગડુએ કર્યું, અને મોક્ષે ગયા

खट खड राज हेला तजी ॥ लीधो सयम मार ॥
खट दस रोग इहा सह्या ॥ श्री श्री सनत्कुमार॥ १३२ ॥

पखी प्राणज राखवा ॥ करी खडोखड निज देह ॥
मेघरथ रायतणे भवे ॥ प्रसन्न हुवा सुर तेह ॥ १३३ ॥

वीर वदी गुमानसु ॥ दसार्णभद्र नरसिंह ॥
सुरपति पाये लगाडीओ ॥ जग राखी जीणे लीह ॥१३४॥

ભાવાર્થ—શ્રી સનત્કુમાર ચક્રવર્તી હતા અને તે છ ખડના ધણી હતા દેવોના રૂપને પણ જીતે એવુ તેમનુ રૂપ હતુ ઇદ્રે એક દેવની આગળ તેનના રૂપની પ્રશસા કરી દેવો તેમનુ રૂપ જોવા આવ્યા અને ઘણા ખુશી થયા સનતકુમારે કહ્યુ કે, હુ ન્હાઉં ત્યારે મારૂ ખરૂ રૂપ જોજો આમ તેમણે રૂપનુ અભિમાન કર્યું, તેથી સ્નાન કર્યા પછી તેમના શરીરમા સોળ મહાન્ રોગો ઉત્પન્ન થયા, એમ દેવે જણાવ્યુ તેથી તેમણે વૈરાગ્યભાવથી દીક્ષા અગીકાર કરી, અને મહા ઘોર તપ તપવા લાગ્યા એ તપના પ્રભાવે તેમના આત્મામા ઘણી લબ્ધિયો ઉત્પન્ન થઇ તોપણ તેમણે રોગને સહન કર્યો પોતાના થુકના અડકવાથી સ્વ શરીર સોના જેવુ થઇ જાય એવી તેમને લબ્ધિયો ઉત્પન્ન થઇ છતા પોતાની દવા કરવા આવનાર દેવને કહ્યુ કે, મારામા આવી લબ્ધિયો છે કે થુકથી શરીર સોના જેવુ કરી નાખુ પણ મારે પ્રારબ્ધ કર્મ ભોગવવા છે, માટે દવાની જરૂર નથી તેમણે સમભાવપૂર્વક તપ તપી પરમાત્મપદવીને પ્રાપ્ત કરી ધન્ય છે એવા મુનિવરને ! ! શ્રી શાતિનાથ તીર્થકર ભગવાનના પૂર્વ ભવના રાજા મેઘરથે એક પારેવાની દયા માટે પોતાના શરીરના કટકે કટકા કરીને તોળવાના કાટામા નાખ્યા અને દેવની પરીક્ષામા પાસ થયા

પારેવાની દયા માટે પોતાના પ્રાણુની દરકાર ન કરી ધન્ય છે એવા રાજાને ! ! દયા સમાન કોઈ ધર્મ નથી, અહિસા એજ મોટામા મોટો ધર્મ છે એમ મેઘરથ રાજા જાણુતા હતા અને એવી દયાના બળેજ તેઓ સોળમા તીર્થંકર શ્રીશાન્તિનાથ થયા તેઓ જન્મ્યા કે તુર્ત દુનિયામા મોટામા મોટા રોગો ચાલતા હતા તે શાન્ત થઇ ગયા હતા, તેથી તેમના માતપિતાએ તેમનુ નામ શાન્તિનાથ પાડયુ દયાથી મોટામા મોટુ પુણ્ય બધાય છે આખી દુનિયામા શ્રી જીનેશ્વર ભગવાન કથિત અહિસા ધર્મ પ્રવર્તે તોજ દુનિયામા શાન્તિ રહી શકે કોઈ પણુ જીવને મારવો નહીં, એજ ધર્મ છે પુસ્તકથી પ્રભુપ્રાપ્તિ નથી, પ્રાર્થનાઓ કરવામા પ્રભુ નથી પણુ દયા કરવામા પ્રભુની પ્રાપ્તિ છે જ્યા દયા છે ત્યા પ્રભુ છે અને જ્યા હિસા છે ત્યા શયતાન છે એક કાટો વાગે છે તો મહાન્ દુ ખ થાય છે અને જરા માત્ર પણુ મનમા ચે ન પડતુ નથી તો પછી પોતાને શસ્ત્ર લાગે તેથી કેટલુ દુ ખ થાય ? મનુષ્યો, પશુઓના પ ખીઓના ગળા રે સે છે તેથી તે જીવોને કેટલુ બધુ દુ ખ થતુ હશે, તે પોતાને દુ ખ થાય છે તે પરથી જાણી લેવુ જોઈએ તપ જપ યજ્ઞ કરતા દયા અન તગણી મોટી છે દર્શાણુભદ્ર રાજાએ મોટા આડ બરથી શ્રી વીર પ્રભુને વાદવા માટે સામૈયુ કર્યુ ઇંદ્રે જાણ્યુ કે દર્શાણુભદ્રના મનમા એવો અહ કાર થયો છે કે મારા જેવો ઠાઠ વરઘોડો કાઢનાર નથી, તેથી ઇંદ્રે દર્શાણુભદ્રનો ગર્વ ઉતારવા મહા આડ બરથી ઋદ્ધિ દેખાડીને ભગવાનને વ દન કર્યું તેથી દર્શાણુભદ્ર વિચારવા લાગ્યા કે ઇંદ્રે મારો ગર્વ તોડયો તેથી શુ કરવુ એમ વિચારી તેણે શ્રી મહાવીર પ્રભુની પાસે ચારિત્રની દીક્ષા અ ગીકાર કરી અને ત્યાગી થયા તેથી ઇંદ્ર હારીને દર્શાણુભદ્રને પગે પડયો અને દર્શાણુભદ્ર ચારિત્ર પાળીને સદ્ગતિમા ગયા ધન્ય છે એવા મુનિવરને !! કે જેણે અભિમાનને ત્યાગી નિરભિમાનપણાથી ઇંદ્રને જીત્યો

प्रसन्नचद्र काउसग्गमां ॥ कोपि जुद्ध करत ॥
कोप सम्यो केवल लह्यो ॥ मोटो ए गुणपत्त ॥ १३५ ॥
अइमुत्तो सुकुमाल मुनि ॥ वराएयो वीर जिणद ॥
इरियावही पडिकमता ॥ केवल लह्यु आनद ॥ १३६ ॥

ભાવાર્થ—શ્રી પ્રસન્નચંદ્ર આર્યાવર્તમા એક દેશના રાજા હતા તેમણે શ્રી મહાવીર પ્રભુ પાસે વૈરાગ્ય ભાવથી દીક્ષા અંગીકાર કરી તે સૂર્યના સામી દૃષ્ટિ રાખીને વૈભારગિરિ પર્વતના માર્ગ ઉપર ધ્યાન ધરતા હતા એક વખત શ્રેણિકરાજા હજારો મનુષ્યોથી પરવરીને વૈભારગિરિ ઉપર પધારેલા શ્રી મહાવીરપ્રભુને વાદવા ગયો એવામા રસ્તામા સૂર્ય સામી દૃષ્ટિ રાખીને ધ્યાન ધરતા એવા પ્રસન્નચંદ્ર રાજર્ષિને દેખ્યા, અને શ્રેણિકે તેમને વંદના કરી શ્રેણિકરાજા ત્યાથી ચાલી શ્રી મહાવીરપ્રભુ પાસે ગયા અને પ્રભુને પુછયુ કે પ્રસન્નચંદ્ર રાજર્ષિ હાલ મરે તો કયા જાય ? ત્યારે પ્રભુએ તેના વારવારના પ્રશ્નોના ઉત્તરમા કહ્યુ કે પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાચમી છઠ્ઠી ને સાતમી નરકમા જાય પ્રસન્નચંદ્ર રાજર્ષિ ધ્યાન ધરતા હતા, એવામા તેમની પાસેથી એક રાજદૂત નીકળ્યો અને તેણે કહ્યુ કે આ રાજાએ પોતાના દીકરાને રાજ્ય નહીં આપતા ભાણેજને રાજ્ય આપ્યુ તેથી રાજ્યમા લડાઇ થઇ છે આવા શબ્દ સાભળવાથી પ્રસન્નચંદ્ર ઋષિ આર્ત્તધ્યાન રૌદ્રધ્યાનમા પડ્યા, અને મનમા રૌદ્રધ્યાનના લડાઈના વિચારોથી પહેલી નરકથી માડીને સાતમી નરકમા જવા સુધીના કર્મદલિયા ગ્રહણ કર્યા, તેથી પ્રભુએ સાતમી નરકમા જાય એમ કહ્યુ પછીથી શ્રેણિકના પ્રશ્નના ઉત્તરમા બારદેવ લોકમા જાય, નવ ગ્રૈવેકમા જાય, તથા પાચ અનુત્તર વિમાનમા જાય એમ કહ્યુ અને વળી કહ્યુ કે હાલ તે કેવળજ્ઞાન પામ્યા શ્રેણિકરાજાએ પ્રભુને તેનુ કારણ પુછયું ત્યારે મહાવીરપ્રભુએ ઉત્તર આપ્યો કે પ્રસન્નચંદ્ર રાજર્ષિ મનમા લડતા હતા, તેથી નરકનું આઉખુ બાધ્યુ અને લડતા તેમણે શસ્ત્ર ખુટ્યા બાદ શત્રુને મારવા માટે પોતાના મસ્તક ઉપરનો મુકુટ ઉપાડ્યો, પણ પોતાનું માથુ મુંડ દેખ્યુ તેથી પોતે સાધુ થયા છે એવુ ભાન થયુ, તેથી ખરાબ વિચારોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને ધર્મધ્યાનના વિચારો કરતા કરતા દેવલોકનુ પુણ્ય ઉપાર્જન કર્યું અને ધર્મધ્યાનમાથી શુકલધ્યાનમાં ચઢીને નવીન આયુષ્યકર્મ આદિ દળીયાને જે એકઠા કર્યા હતા તેને વિખેરી નાખીને અને આત્માના શુદ્ધપરિણામમાં પરિણમીને કેવળજ્ઞાન પ્રગટાવ્યુ એવા પ્રભુ મહાવીરના બોધથી

શ્રેણિકરાજાના હૃદયમા ધર્મવિચારની ઘણી અસર થઇ અઇમુત્તા મુનિ એક રાજાના પુત્ર હતા તેમના ઘેર ગૌતમસ્વામી મહારાજ વહોરવા પધાર્યા અને અઇમુત્તા કુમાર તેમને બહુપ્રેમથી ઘરમા તેડી ગયા અને વહોરાવ્યુ, પશ્ચાત્ ગૌતમસ્વામીની સાથે શ્રી મહાવીર પ્રભુની પાસે અઇમુત્તા ગયા અને પ્રભુની દેશના સાભળીને વૈરાગ્ય પામ્યા અને ચારિત્ર લેવા ઘણો વૈરાગ્ય પ્રગટ્યો તેમણે ઘેર આવી રાજાને અને રાણીને દીક્ષા લેવાનો પોતાનો ભાવ પ્રગટ કર્યો અને રાજા અને રાણીને સમજાવીને અઇમુત્તાએ મહાવીરપ્રભુ પાસે દીક્ષા અગીકાર કરી ચોમાસામા તે વૃદ્ધ મુનિયોની સાથે ઠન્લે ગયા હતા, એક તળાવમા બાળકો હોડીઓ બનાવી રમતા હતા, અઇમુત્તામુનિ પણ પોતાના પાત્રને હોડી કલ્પીને તળાવમા તરાવા લાગ્યા અને એવી જળક્રીડા કરવા લાગ્યા વૃદ્ધ મુનિયોએ તેમને વાર્યા અને પ્રભુ પાસે લઇ ગયા પ્રભુએ અઇમુત્તા મુનિને એવી જળક્રીડા કરવાથી દોષ લાગે છે એમ જણાવ્યુ અને દોષના વિનાશાર્થે ઇર્યાપથિક સબધી આલોચના કરવા કહ્યુ, લઘુબાળક અઇમુત્તામુનિ ઇર્યાપથિકની આલોચના કરતા કરતા શુદ્ધધ્યાનથી કેવળજ્ઞાન પામ્યા અને કેવલી થયા વૃદ્ધમુનિયોએ તેમને ખમાવ્યા પાપકર્મોનો પશ્ચાત્તાપ કરવાથી આત્માની શુદ્ધિ થાય છે માટે ભવ્યજીવોએ અઇમુત્તા મુનિનીપેઠે પોતાના કરેલા અશુભવિચારોનો અને અશુભ કાર્યોનો પશ્ચાત્તાપ કરવો જોઇએ અને ધર્મવિચારો કરવા જોઇએ

वीर वचने थिर रह्यो ॥ श्रेणिक सुत मेघकुमार ॥
जातिस्मरण पामीयो ॥ करी दो नयणां सार ॥ १३७ ॥
हाटे वेंकाणी चदना ॥ सुभद्रा चढ्यु कलक ॥
दमयती नल विजोग लह्यो ॥ एह कर्मनो वक ॥ १३८ ॥

**ભાવાર્થ**—શ્રી શ્રેણિકરાજા અને ધારણી રાણીના પુત્ર મેઘકુમાર હતા. મેઘકુમારે શ્રી મહાવીરપ્રભુની દેશના સાભળી તેથી મેઘકુમાર વૈરાગ્ય પામ્યા, અને ભોગ વિલાસમાથી તેમનુ ચિત્ત પાછુ હઠી ગયુ તેમણે શ્રેણિકરાજાને અને ધારણી રાણીને

સમજાવીને પ્રભુ મહાવીરસ્વામી પાસે દીક્ષા અંગીકાર કરી એક દિવસે દીક્ષામાં નાના હોવાથી તેનો સંથારો ઉપાશ્રયમાં બાર ણાની પાસે આવ્યો, તેથી રાજાના મહેલમાં સુકોમલ શય્યામાં સુઈ રહેનાર મેઘ મુનિને સાધુઓના જવા-આવવાથી અને તેઓના પગ અથડાવાથી ઉંઘ ન આવી તેથી તેમણે વિચાર્યું કે મારાથી આવી દીક્ષા ન પળી શકે સવારમાં તે પ્રભુ મહાવીરને વંદન કરવા આવ્યા અને બધી વાત કહી દીધી પાછા સંસારમાં જવાની વાત તેમણે કરી તેથી મહાવીરપ્રભુએ મેઘકુમારને સ્થિર કરવામાટે મેઘકુમારના પૂર્વભવ જણાવ્યા, અને હાથીના ભવમાં એક સસલાની દયા માટે પોતાનો એક પગ ઉંચો રાખ્યો હતો અને તેથી હાથી નીચે પડી ઘણું દુઃખ સહન કરી મરણ પામ્યો, તે વાત જણાવી અને કહ્યું કે હાથીના ભવમાં તે સસલાની દયા કરી તેથી તું મેઘકુમાર થયો માટે સાધુનું ચારિત્ર પાળવામાં હજારો દુઃખો પડે તો પણ તે સહન કરવા જોઈએ કે જેથી મોક્ષની પ્રાપ્તિ થાય પ્રભુની વાણી સાંભ- ળીને મેઘકુમારે બે આંખો વિના બાકીના બધા શરીર ઉપરથી મમત્વ મૂકી દીધું અને ચારિત્ર પાળવામાં અડગ સ્થિર થયો ધન્ય છે એવા મુનિવરને ! !

ચંદના રાજપુત્રી હતી, તેના પિતાના રાજ્ય ઉપર શત્રુરાજા ચઢી આવ્યો અને તેનો પિતા હાર્યો તેથી તે પોતાની માતા સાથે નાઠી અને એક સૈનિકના હાથે આવી ચઢી સૈનિકે તેને એક શેઠને ત્યાં વેચી શેઠની સ્ત્રીએ તેણીને બેડીમાં નાખી ચંદનાએ અઠમતપ કર્યો, એવામાં છદ્મસ્થાવસ્થામાં ગોચરી માટે નિકળેલા શ્રી મહાવીર પ્રભુ તે જ શેઠના ઘેર વહોરવા આવ્યા અને તેમના અભિગ્રહ પ્રમાણે ચંદનાએ મહાવીર પ્રભુને અડદના બાકુળા વહોરાવ્યા પછી તે મહાવીરપ્રભુને કેવળજ્ઞાન ઉપજ્યા પછી તેમની મોટી સાધ્વી થઈ સતી સુભદ્રાના ઉપર તેની સાસુએ કલંક ચઢાવ્યું, પણ તેણીએ ચાલણીવડે કુવામાથી નીર કાઢીને ચંપાનગરીનો દરવાજો ઉઘાડયો અને સતીઓમાં શ્રેષ્ઠ ગણાઈ સંતોને અને સતીઓને ઘણા કલંક ચઢે છે, દુઃખો પડે છે, સંકટો આવે છે, પરંતુ ત્યારેજ તેમનું સંતપણું અને સતીપણું દુનિયામાં પ્રસિદ્ધ થાય છે અશુભકર્મના ઉદયથી નળનો અને

દમયતીનો વિયોગ થયો અને તેથી દમયતી વગડામા રખડી અને મહા દુખ પામી અશુભ કર્મથી તેણીએ ઘણુ દુઃખ વેઠયુ અને નળરાજાને પણ ઘણુ દુખ વેઠવુ પડયુ છેવટે પુણ્યના ઉદયથી બન્નેનો સયોગ થયો તાપ અને ટાઢની પેઠે સુખ દુખ આવ્યા કરે છે શાતા અને અશાતાના ઉદય ચક્રો વારવાર સર્વ જીવોપર આવ્યા કરે છે માટે સુખ આવે અહકાર ન કરવો જોઈએ અને દુખ આવે દીન ન બનવુ જોઈએ સુખ કઈ સદાકાળ રહેતુ નથી તેમજ દુખ પણ સદાકાળ રહેતુ નથી કર્મનો ઉદય ભોગવ્યા વિના કોઇનો છૂટકો થતો નથી માટે વિપત્તિ, સકટ, રોગ, ઉપસર્ગ, અને પરિસહ આવતા ગભરાઇ ન જવુ જોઈએ, પણ સમભાવથી આત્મ ધૈર્ય ધારણ કરી આત્માને પરમાત્મા બનાવવો એજ મનુષ્યજન્મનુ કર્ત્તવ્ય છે

कलावती कर छेदीया । द्रुपदी काढ्याँ चीर ॥<br>
अगनिधीज सीता कर्यु । शीलगुणे भर्यु नीर ॥ १३६ ॥

चंदना चरण मृगावती । निज खमावी अपराध ॥<br>
केवल लही गुरुणी दीओ। दो जीव टल्यो विखवाद॥ १४० ॥

चद कलक सायर । खारो कीधो किरतार ॥<br>
नवसें नवाणु नदीतणो । देखो ए भरतार ॥ १४१ ॥

ભાવાર્થ—કર્મની વિચિત્ર ગતિ છે કલાવતીના બે હાથ છેદાયા પણ તેના શીળના પ્રભાવથી દેવતાએ બે હાથ સારા કર્યા. સતીઓપર પણ કલક આવ્યા વિના રહેતુ નથી. દુનિયામા દ્રૌપદી મોટી સતી ગણાય છે તેના ઉપર પણ સકટ આવ્યુ અને ધૃતરાષ્ટ્ર રાજાની સમક્ષ તેના ચીર તણાયા દુર્યોધને તથા દુશાસને દ્રૌપદીના વસ્ત્ર ખેચ્યા અને દેવતાઓએ નવા નવા વસ્ત્ર પૂરવા માડ્યા, તે વખતે પાડવોની આખમા ઘણો ક્રોધ પ્રગટ્યો અને દુશાસનને મારવામાટે ભીમે પ્રતિજ્ઞા કરી છેવટે આવા જ કારણોને લઈને હિદુસ્થાનમા મહાભારત યુદ્ધ થયુ અને ત્યારથી જ હિદુસ્થાનની પડતી થઈ રામની પતિવ્રતા સ્ત્રી સીતા હતી, તેણે રાવણની પ્રાર્થ

નાને પણ લાત મારી હતી અને રાવણ પણ તેનાથી બ્હીને દૂર દૂર ઉભો રહેતો હતો સીતાથી રાવણ બીતો હતો તેની પાસે પણ આવતો નહોતો સીતાને માટે રામ અને રાવણ વચ્ચે યુદ્ધ થયુ તેમા રાવણ મરી ગયો, અને રામ અયોધ્યામા આવ્યા લોકોએ સીતાની આડી ખરાબ વાત ઉડાડી કે સીતા પતિવ્રતા સ્ત્રી નથી, એમ લોકો કહેવા લાગ્યા, રામે પણ એ વાત સાભળી, અને લોકાપવાદથી ભય પામીને સીતાને વનમા મોકલાવી દીધી સીતાને લવ ને કુશ બે પુત્ર થયા, રામ ને રામના પુત્રો વચ્ચે યુદ્ધ થયું, તેથી સીતાની ખબર થઇ સીતાએ અગ્નિના કુડમા લાકડા ભર્યા અને સળગાવી તેના ઉપર ચાલી ગયા અગ્નિનુ જળ થઇ ગયુ અને તેના સતીપણાની લોકોની ખાત્રી થઇ અને તે મહાસતી તરીકે ગણાઇ ! સીતાએ પૂર્વભવમા એક તપસ્વી મુનિ ઉપર કલક મૂકયુ હતુ તેથી સીતાને આ ભવમા કલક ચઢયુ કર્મનો ઉદય સર્વ જીવોને ભોગવવો પડે છે મૃગાવતીએ ચદના કે જે પોતાની ગુરૂણી હતી તેને ખમાવી હતી તેથી તેને ખમાવતા રાત્રીમા કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. ધન્ય છે એવી સાધ્વીને ! ! મૃગાવતીને કેવળજ્ઞાન થયેલુ જાણીને ચદનાએ મૃગાવતીને ખમાવી એટલે ચદનાને પણ કેવળજ્ઞાન થયુ ધન્ય છે એવી સાધ્વીઓને ! ! ચદ્રમાને હરણનુ કલક છે અને કુદરતે નવસે નવાણુ નદીઓના સ્વામી એવા સાગરને ખારો કર્યો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જેવાને પણ કર્મે છોડ્યા નહી, તો બીજાનો તો શો ભાર ? દુનિયામા જે જે મહાપુરૂષો થઇ ગયા છે તે સર્વને સકટ વિપત્તિ દુ ખ પડ્યા છે શ્રી મહાવીર પ્રભુને ધ્યાન અવસ્થામા અનેક વિપત્તિયો પડી દેવે પણ તેમની પરીક્ષા કરવા માટે તેમને ઉપસર્ગ કર્યા અને તેમને દુ ખ આપ્યુ મુસલમાન ધર્મના સ્થાપક મહમદ પેગબર સાહેબને પણ અરબસ્તાનમા ડુગરે ડુગરે ભટકવુ પડયુ અને ગુફાઓમા સતાવુ પડયું કાશી નગરીમા ગૌતમબુદ્ધના ઉપર બ્રાહ્મણોએ વ્યભિચારનુ કલક મૂકયુ ખ્રિસ્તી ધર્મના સ્થાપક ઇશુ હતા ! યાહુદીઓએ ઇશુને ફાસીએ લટકાવ્યા પારસી ધર્મના સસ્થાપક જરસ્થોસ્થને પણ જરસ્થોસ્થ ધર્મ સ્થાપન કરવામા પણ ઘણા દુ ખ સહન કરવા પડ્યા સ્વામિનારાયણને પણ

લોકોએ પથરા માર્યા હતા વિવેકાનન્દ સ્વામિના પર પણ અમેરિકાના પાદરીઓએ આળ-તહોમત મૂકયા હતા કર્મના ઉદયથી અનેક મહાત્માઓને પણ અનેક દુખ વેઠવા પડ્યા-પડે છે અને પડશે, માટે આત્માર્થી મનુષ્યોએ કર્મના ઉદયથી સકટ દુખ પડે તો દીન ન બનવુ, કાયર ન બનવુ, હિમત રાખવી, આત્માને કર્મથી ન્યારો ભાવવો, અને ધર્મ કાર્ય કરવામા પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી કર્મનુ નાટક કરવામા પોતાને કર્મથી જુદો જાણીને આત્મના આત્મસ્વરૂપમા રમણ કર।

हरिचन्द्र राय कर्म वसि। शिर वह्युं डुंब घरे नीर ॥
कर्मवसे नर सवी नड्या। जे जग बावन वीर ॥ १४१ ॥

गौब्राह्मण स्त्री बालक। द्रढप्रहारे हत्या कीध ॥
च्यार पहोर काउसग्ग रही। खटमासे केवल कीध ॥ १४२ ॥

ભાવાર્થ—હરિચદ્ર રાજા ઘણો સત્યવાદી હતો, પ્રતિજ્ઞા પાળવામા તે પહેલા નબરનો રાજા થઇ ગયો પ્રતિજ્ઞા પાળવાના સત્યને લીધે તે ચડાળને ઘેર વેચાયો અને તેને ચડાળના ઘેર પાણી ભરવુ પડ્યુ। મશાણ બાળવવુ પડ્યુ અને તેની સ્ત્રી તારામતી રાણી પણ વેચાઈ અને ઉપર ઘણા દુખ આવી પડ્યા। કયા રાજા અને કયા ચડાળને ઘેર પાણી ભરવાનુ કામ કરવુ ! અહો। કર્મગતિ વિચિત્ર છે ચક્રવર્તિ જેવાને પણ કર્મ બે ઘડીમા ભિખારી બનાવી દે છે મુસલમાનો કહે છે કે "પલકમા ખુદા ચાહ્યા સો કરી શકે છે" ત્યારે જૈનો કહે છે કે "કર્મ પલકમા ચાહે સો કરી શકે છે" કર્મથી એક ઘડી પછી શુ થશે તે કોઈ જાણી શકતુ નથી મોટા મોટા યુદ્ધો થવા, વરસાદ ન વરસવો, મોટા મોટા રોગો ચાલવા, નદીની રેલમા સેકડો ગામો તણાઇ જવા, દરિયામા સ્ટીમરો ભાગી-ડૂબી જવી, જ્વાળામુખી ફાટવાથી લાખો માણસોનુ મરી જવુ, ધરતીકપથી સેકડો ગામો પૃથ્વીમા દટાઈ જવા, ઇચ્છાઓ પ્રમાણે કાર્ય સિદ્ધિ ન થાય, ઘડીમા રાજા તો ઘડીમા રક, રાજગાદી ઉપરથી ભ્રષ્ટ થઈ જવુ, રૂશિયાના ઝાર જેવી ઘડીકમા બેહાલ દશા થઇ જવી, જાપાનની જેવા મોટા ધરતીકપોથી લાખો મનુષ્યોનુ મરણ થવુ, તથા મોટા મોટા

મહાભયકર દુકાળ પડે અને તેના લાખો કરોડો મનુષ્યોનો સહાર થઈ જવો, મોટા કરોડાધિપતિયોનુ ઘડીક્રમા ભિખારી થઈ જવુ એ સર્વ પાપ કર્મની માયા છે અથવા શેતાનના શેતરજ છે પાપના ફળ અને પુણ્યના ફળ સાક્ષાત્ જીવો ભોગવી રહ્યા છે, તો પણ દુનિયાના મનુષ્યો પાપ કર્મનો ત્યાગ કરતા નથી તે એક મોટુ આશ્ચર્ય છે હિંદમા બાવન વીરો થયા, તેઓને પણ કર્મથી દુઃખો વેઠવા પડ્યા હતા ઓલીયા, પીર, પેગબર, દેવ, દેવી, જોગણીઓ વગેરે સર્વને કર્મરૂપ શેતાન નડે છે જેઓ આત્માની સેવા કરે છે તેઓ કર્મનો નાશ કરે છે કર્મની આગળ ઇંદ્રાદિક દેવોનુ કશુ પણ ચાલતુ નથી અને તેઓને પણ દેવલોકમાથી દેવલોકના આયુ ષ્યનો ક્ષય થાય છે, ત્યારે મનુષ્યલોકમા અવતાર લેવો પડે છે માટે દુનિયામા કર્મની આગળ કોઈનુ પણ અભિમાન ચાલતુ નથી કર્મ, દુનિયામા અનાદિકાળથી જીવોની સાથે લાગેલુ છે કર્મ છે તે અપેક્ષાએ ઈશ્વર-ઠે પ્રભુ છે, અને તે આખી દુનિયાનો કર્તા છે, અપેક્ષાએ એમ કહેવુ તે પણ સત્ય છે બાયબલનો ઈશ્વર અને કુરાનનો ખુદા તે એમા જેવી શક્તિ છે તેવી શક્તિ ખરેખર કર્મરૂપ પ્રભુમા છે એમ જૈનશાસ્ત્રો જણાવે છે તથા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરમા જેવી શક્તિ છે તેવી શક્તિ ખરેખર રજોગુણી, તમોગુણી, સત્વગુણી એવા કર્મમા રહેલી છે એમ જૈનશાસ્ત્રો અપેક્ષાએ જણાવે છે દઢ પ્રહારી નામનો એક ચોર હતો તેણે બ્રાહ્મણ, ગૌ, બાળ, સ્રીહત્યા કરી હતી, તે મહાપાપી હતો પણ તેણે સાધુના સમાગમથી ચારિત્ર અગીકાર કર્યું અને પાપકર્મનો પશ્ચાત્તાપ કરીને તથા ધ્યાન ધરીને તે કેવલજ્ઞાન પામ્યો કર્મ ગમે તેટલુ બળ વાન્ છે તો પણ મનુષ્ય જો પ્રભુનો ખરેખરો ભક્તતથા ખરો ત્યાગી બને છે તો છેવટે તે કર્મ શયતાનને હરાવીને પરમાત્મ પદ પ્રાપ્ત કરે છે આત્માના બળ આગળ કર્મના બળનો પરાજય થાય છે માટે કોઈએ કર્મ ભોગવતા કાયર ન થવુ, અને કર્મનો ઉદય છે, ઉદય છે એમ માની આળસુ ન બનવુ કર્મના કરોડો ઉદયમા પણ તેના સામુ કરોડો ઉપાયોથી લડવુ ને લડવુ, તેથી છેવટે આત્માનોજ જય થાય છે અને કર્મનો પરાજય થાય છે

मेरु हले ने ध्रुव चले ॥ सागर लोपे लीह ॥
कीधा कर्म न छूटीए ॥ जो उगे पश्चिम दीह ॥ १४४ ॥
कीधा कर्मथी छूटीए ॥ जो कीजे जैनधर्म ॥
मन वचने कायाकरी ॥ ए जिनशासन मर्म ॥ १४५ ॥
कर्म प्रकाशी आपणा ॥ मन शुद्ध आनद पूर ॥
सद्गुरु पास अछिनली ॥ जिम जाय पाप सवि दूर ॥ १४६ ॥
चलनत अनता जे नरा । केइ शूर शुभट जुजार ॥
कर्म सुभट जुओ एकले । सवी मनावी हार ॥ १४७ ॥

ભાવાર્થ—નિકાચિત પ્રારબ્ધ કર્મનો ઉદય ભોગવ્યા વિના છૂટકો થતો નથી, મેરૂ પર્વત જો ચલાયમાન થાય, કદાપિ ધ્રુવનો તારો પણ ચલાયમાન થાય, કદાપિ સાગર પણ પોતાની મર્યાદા મૂકે અને પશ્ચિમમા સૂર્ય ઉગે તોપણ કરેલા બાધેલા નિકાચિત કર્મ ભોગવ્યા વિના છૂટકો થતો નથી કર્મની એવી વિચિત્ર ગતિ છે કર્મ એજ શયતાન છે સર્વ દુનિયાના સર્વ જીવોને કર્મ મદારીની પેઠે નચાવી રહ્યુ છે કર્મ છે તે હિદુઓની ભગવત્ ગીતાના કૃષ્ણ જેવું બળવાન્ છે પલકમા કર્મ દુનિયામાં ઘણો ફેરફાર કરી શકે છે સાગરને ઠેકાણે પૃથ્વી કરે છે અને પૃથ્વીને ઠેકાણે સાગર કરે છે જગત્મા જેટલા બધા ફેરફારો થાય છે તે કર્મના નિમિત્તે થાય છે જડ જગતના પર્યાયોના પરિવર્તનોમા પણ જીવોના કર્મ, કારણભૂત છે શુભ પુણ્ય કર્મ છે તેજ કર્મરૂપ પ્રભુની કૃપા કહેવાય છે, અને અશુભ પાપ કર્મો છે તેજ કર્મરૂપ પ્રભુનો કોપ કહેવાય છે, અને શુભાશુભ કર્મનુ ફળ તેજ કર્મરૂપ પ્રભુનો ન્યાય કહેવાય છે આવા પ્રબળ કર્મના પજામાથી છૂટવાનો ઉપાય શ્રી તીર્થંકર ભગવાને બતાવ્યો છે કે, મન વચન ને કાયાથી જૈનધર્મની આરાધના કરવી મન, વચન ને કાયાથી જૈનધર્મની આરાધના કરવાથી સર્વ કર્મનો ક્ષય થાય છે અને આત્મા સ્વય પરમાત્મા બને છે ગીતાર્થ સદ્ગુરૂ પાસે જવુ અને વિધિપૂર્વક વદન કરી તેમને પોતાનાં કરેલા કર્મ જણાવવા અને સદ્ગુરૂ મહારાજ જે

ઉપદેશ આપે તે પ્રમાણે વર્તવુ અને કરેલા કર્મમાટે પશ્ચાત્તાપ કરવો મનના અશુભ વિચારોને રોકવા, અને શુભ વિચારોમા મન જોડવું મનમા કયા કયા દુર્ગુણો પ્રગટે છે તેનો ખ્યાલ કરવો અને તેને નાશ કરવા પ્રયત્ન કરવો ખરાબ વિચારોને રોકતાજ ખરાબ આચારોનો નાશ થાય છે મનના વિચારની અસર કાયા ઉપર થાય છે, માટે સારા વિચારો કરવામા આવે તો કાયા ઉપર સારી અસર થાય છે અને અશુભ વિચારોથી શરીર ઉપર નઠારી અસર થાય છે શુભ વિચારોથી પુણ્ય બધાય છે અને અશુભવિચારોથી પાપ બધાય છે, અને શુભાશુભ બન્ને વિચારોથી મુક્ત થઈને શુદ્ધાત્માનું સ્વરૂપ ચિતવવામા આવે તો મોક્ષ પ્રાપ્ત થાય છે શુદ્ધાત્માનુ સ્વરૂપ ચિતવતા ડાચી બે ઘડીમા કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે દુનિયામા અનેક વીર સુભટો યોદ્ધાઓ ગણાય છે પણ કર્મ મોહરૂપ યોદ્ધાને જીત્યા વિના કોઈ સત્ય યોદ્ધો ગણાતો નથી બાહ્યના યોદ્ધાઓ કે જે સીકદર વિગેરે મોટા મોટા યોદ્ધાઓ થયા તેઓને પણ કર્મ યોદ્ધાએ હાર મનાવી છે નેપોલિયન અને કૈસર જેવાનુ પણ કર્મયોદ્ધાની આગળ કાઇ પણ ચાલ્યુ નહીં, અને છેવટે કર્મ યોદ્ધાથી હારી ગયા કર્મના અશુભ ઉદયથી યુરોપના મહાવિગ્રહમા જર્મની હારી ગયુ, બેહાલ બન્યુ, આસ્ટ્રીયા કચરાઈ ગયુ અને તેના શહેનશાહને તેનો દેશ છોડી નાસી જવુ પડયુ તથા ગ્રીસના રાજાને પણ નાસી જવું પડયુ, તુર્કીએ ગ્રીસને હરાવ્યુ, રૂશીયાનો ઝાર મહાદુઃખથી મરણ પામ્યો, તુર્કીનો સુલતાન પોતાનુ રાજ્ય છોડીને ભાગી ગયો ઇશુ ક્રાઇસ્ટથી યુરોપના મહાયુદ્ધમા ખ્રિસ્તીઓને સપીલા શાન્ત કરવામા મદદ થઈ શકી નહીં, અને ખ્રિસ્તીઓનો યહોવા પ્રભુ પણ ખ્રિસ્તીઓની યુરોપની યાદવાસ્થળી જોઈ રહ્યો ! યુરોપમા કર્મરૂપ શયતાને પોતાનુ નાટક સારી રીતે ચલાવ્યુ, અને તેણે લાખો મનુષ્યોનો ઘાણ કાઢી નાખ્યો, હિદુસ્થાનમા અમૃતસરમા ડાયરે કેર વર્તાવ્યો તથા મોપલાઓએ તોફાન મચાવ્યુ એ સર્વ કર્મનુ નાટક છે કર્મને જીતે એ મહાન્ યોદ્ધો જાણવો

कर्म सुभट विपम विकट ॥ ते वश कीयो न जाय ॥
जे नर एहने वश करे ॥ हु प्रणमु तस पाय ॥ १४८ ॥
इसु जाणीने कीजीए ॥ जिम आतम सुख थाय ॥
पर जीव दुःख न दीजीए ॥ इम बोल्या जिनराय ॥ १४९ ॥
दान शीयल तप भावना ॥ धर्मना च्यार ए मूल ॥
पर अवगुण बोलत सहि ॥ ए सहु थाए धूल ॥ १५० ॥

ભાવાર્થ—કર્મસુભટ છે તે આત્મારૂપ ખુદાની સામે પણ યુદ્ધ ચલાવે છે, અને તે જીવોને પોતાના વશમા રાખે છે કોઇ તેને જીતવા માટે જાય છે તો તેને ઉચો કરીને પછાડે છે કર્મરૂપ મહા યોદ્ધાને જે જીતે છે તેને હુ કરોડ કરોડ વાર વદન કરૂ છુ કર્મ યોદ્ધાને જીતવા માટે તપસ્વીઓ તત્પર થયા તે પણ લપસી ગયા ! મનના સ કલ્પ વિકલ્પમા કર્મરૂપ યોદ્ધાનો વાસ છે ક્રોધ, માન, માયા, લોભ, કામ, ઈર્ષા, વૈર, દ્વેષ, કલહ, નિ દા, ચાડી ચુગલી, આલસ્ય, પ્રમાદ, મિથ્યાત્વબુદ્ધિ, પુરૂષવેદ, સ્ત્રીવેદ, નપુ સકવેદ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગ ચ્છા, હિ સા, જૂઠ, ચોરી, વ્યભિચાર, અ સતોષ, આશા, તૃષ્ણા, માન, કીર્તિનો મોહ, રૂપનો મોહ, વિષય વાસના એ સર્વે મોહરાજાના યોદ્ધાઓ છે મોહરાજાના યોદ્ધાઓથી આખી દુનિયાના જીવો ઘેરાઇ ગયા છે, અને તેઓ આત્માનુ સ્વરૂપ સમજી શકતા નથી અને તેઓને શુદ્ધાત્મ પ્રભુની પાસે આવતા મોહના યોદ્ધાઓ પાછા હઠાવી દે છે જે ખરેખરો બળીયો, જ્ઞાની, અપ્રમાની, નિષ્કામી બને છે, તે, મોહના યોદ્ધાઓને જીતીને પરમાત્મા બને છે દુનિયામા મોહથી મરવુ અગર મોહને મારીને જીવવુ તે પોતાના હાથમા છે કર્મનુ સ્વરૂપ જાણીને અન્ય જીવોને દુ ખ ન થાય તેવીરીતે વર્તવુ સર્વ જીવોપર દયાભાવ ચિંતવવો, સત્ય બોલવુ, ચોરી ન કરવી, મૈથુનનો ત્યાગ કરવો, જડ વસ્તુમા આસક્તિ ન કરવી, રાગદ્વેષનો ત્યાગ કરવો, તેથી સર્વ જાતના અને સર્વ દેશના અને સર્વ ધર્મવાળાઓની મુક્તિ થાય છે

એમ શ્રી જીનેશ્વર ભગવાન કહે છે જે મનુષ્ય દાન, શીયળ, તપ અને ભાવનાની આરાધના કરે છે, તે મુકિતપદને પામે છે જે મનુષ્ય દાન શીયળ, તપ અને ભાવનાની આરાધના કરે છે, પણ તેની સાથે અન્ય લોકોની નામ દઇ નિંદા કરે છે તેની સર્વ ધર્મ કરણી ધૂળમા મળી જાય છે પ્રભુની ગમે તેવી મહાભકિત કરનારો મનુષ્ય પણ જો અન્ય લોકોનો નિંદક હોય છે અને અન્યના મર્મ ઉઘાડા પાડે છે તો તે મુકિતપદ પ્રાપ્ત કરી શકતો નથી જાતિ ચડાળ કરતા નિંદક, કર્મ ચડાળ છે પરના દોષ દેખનારો નિંદક ભૂડના કરતા પણ ઘણો અપવિત્ર છે, મોટા મોટા તપસ્વીઓ-મોટા મોટા મુનિવરો પણ નિંદાથી મોક્ષ પામ્યા નથી નિંદા કરનારાઓ આવતા ભવમા ઘણા નિંદાય છે, અને તેઓના નીચ અવતારો થાય છે નિંદકની દષ્ટિ અવળી હોય છે તે દુધમાથી પણ પૂરા કાઢવા તૈયાર થાય છે નિંદકને અન્યના ગુણો રુચતા નથી પણ અન્યના દોષો જોવા ગમે છે જેમ દારૂડીયાના મુખમ થી દારૂની બદબોઇ નીકળે છે તેમ નિંદકના મુખમાથી નિંદાની બદબોઇ નીકળે છે નિંદક દુર્જન લોકોની વાર્તાઓ સત્ય મનાતી નથી ભગીયાઓ ટોપલાઓમા વિષ્ઠા ભરે છે, તેમ નિંદક દુર્જન લોકો છે તે અન્ય મનુષ્યોની નિંદારૂપ વિષ્ઠાને પોતાના મુખમા ધારણ કરે છે, તેથી તે ભગીઆઓના કરતા અતિ નીચ છે પશુઓને મારનારા કસાઇઓ કરતા પણ નિંદકો પોતાની જીભરૂપી તરવારોથી મનુષ્યોને મારનારા મોટા કસાઇઓ છે, માટે નિંદાની ટેવ વારવી નિંદા વારતા ઘણા દોષો રોકાય છે અને તેથી આત્માનુ કલ્યાણ થાય છે

શ્રી સુલસા અને રેવતીએ શ્રી મહાવીર પ્રભુને ઘણા ભાવથી દાન વહોરાવ્યુ તેથી આગામી ભવમા તીર્થંકર થશે, ઉત્કૃષ્ટ દાનનુ ફળ આ ભવમા પણ ફળે છે સાધુઓને દાન દેવાથી દાતાર અવશ્ય સુખી થાય છે કરોડો નિર્ધન મનુષ્યો દાન આપી ધનવત થઇ ગયા અને થાય છે અમદાવાદના શેઠ દલપતભાઇ ભગુભાઇએ ગરીબોને ઘણુ દાન આપ્યુ તથા સુપ્રસિદ્ધ શેઠાણી ગગાબેન ઘણુ દાન દે છે શેઠ જમનાદાસ ભગુભાઇ તથા શેઠ માણેકલાલ મનસુખભાઇ ગરીબોને તથા પાજરાપોળોમા દાન દેવામા હજારો-લાખો રૂપીઆ

ખર્ચે છે સુરતના પ્રસિદ્ધ ઝવેરી ધર્મચદ ઉદયચદ તથા નગીનદાસ કપુરચદ તથા નગીનદાસ ઝવેર ભાઈ તથા નેમચદ મેળાપચદ તથા ઝવેરી ભુરિયાભાઈ જીવણચદ વિગેરેએ સુપાત્રદાનમા હજારોને લાખો રૂપીઆ ખર્ચ્યા છે

दान सुपात्रे दीजीए ॥ तस पुण्य नहिं पार ॥
सुख सपति लहीए घणी ॥ मणि मोती भडार ॥ १५१ ॥
धनो सारथपति जुओ ॥ घृत वहोराव्यो मुनि हाथ ॥
दान प्रभावे जीवडो ॥ प्रथम हवा आदिनाथ ॥ १५२ ॥
मुनि दान दीयो धन सारथी ॥ आणद हर्ष अपार ॥
नेमिनाथ जिनवर हवा ॥ यादवकुलशिणगार ॥ १५३ ॥

ભાવાર્થ—સુપાત્રમા દાન દેવાથી અનત પુણ્ય બધ થાય છે દાન દેવાથી તીર્થકરની પદવી પ્રાપ્તિ થાય છે દાનથી વૈરીઓ વશમા થાય છે જેને જે જોઈએ તે આપવુ, તે યોગ્ય દાન જાણવું સાતક્ષેત્રમા દાન વાપરવુ એક ગણુ દાન આપવાથી કરોડ ગણું અનત ગણુ તે પાછુ મળે છે જેવુ દેવુ તેવુ લેવુ દાનથી શીયળની સિદ્ધિ થાય છે દાનથી ત્યાગી થવાય છે ગૃહસ્થદશામા દાન દેવા જેવો મોટો ધર્મ નથી, ભૂખ્યાને અન્ન આપવુ, તરસ્યાને પાણી આપવુ, નાગાઓને વસ્ત્ર આપવુ, બાળકોને વિદ્યા આપવી, જ્ઞાનાર્થીઓને જ્ઞાન આપવુ, સર્વદાનમા અભયદાન અને સુપાત્રદાન એ બે મોટામા મોટા દાન છે વિનયથી અને દાનથી વૈરીઓ પણ વશમા થાય છે શ્રી ઋષભદેવ ભગવાને પણ પૂર્વ ભવમા દાન દીધુ હતુ મ્હાવીરદેવે પણ પુવભવમા દાન દીધુ હતુ શ્રી શાન્તિનાથ ભગવાને પણ પૂર્વભવમા અભયદાન દીધુ હતુ સર્વતીર્થકરો દીક્ષા લેતા પૂર્વે એક વર્ષ સુધી લોકોને દાન આપે છે, અને સર્વ મુનિયો પણ દીક્ષા લેતા પૂર્વે દાન આપે છે જેણે આત્મજ્ઞાન દાન આપ્યુ તેણે સર્વ દાન આપ્યુ એમ જાણવુ દાનથી દેવલોકના સુખ પમાય છે દાનના પુણ્યથી ખાડો ખોદતા પણ લક્ષ્મીના ભડાર મળે છે ધન સોનુ, રૂપુ, મણિ, હીરા, વિગેરે લક્ષ્મીના

भ ડારો પણ દાનના પુણ્યથી પ્રાપ્ત થાય છે ધનાસાર્થવાહે મુનિ વરને ઘી વહોરાવ્યુ હતુ, તેથી તે શ્રી આદિનાથ તીર્થકર તરીકે થયા શ્રી શાલીભદ્રે પૂર્વભવમા મુનિવરને ખીરનુ ભોજન વહોરા વ્યુ હતુ તેથી તે અખૂટ ઘણુ ધન પામ્યા શ્રી ધન્યસારથિએ પૂર્વભવમા મુનિવરને દાન વહોરાવ્યુ હતુ તેથી તે બાવીસમા તીર્થકર શ્રી નેમિનાથ તરીકે થયા કોઇ જીવને ખરા ભાવથી દાન આપવામા આવે છે તો તે કદિ નિષ્ફળ જતુ નથી દાનનો પ્રભાવ ચિતામણિ રત્ન કરતા પણ અન ત ગણો વિશેષ છે નિષ્કામ ભાવથી જે દાન દેવામા આવે છે તેથી મુક્તિ થાય છે દાન દઇને તેનો પ્રતિબદલો નહીં ઈચ્છવો જોઇએ, તથા દાન દઇને પાછળથી પશ્ચાત્તાપ, ખેદ ન કરવો જોઈએ દાન દેતા અત્ય ત ભાવ ધારણ કરવો જોઈએ ક્રોધ, અદેખાઈ, ઈર્ષા તથા સ્વાર્થબુદ્ધિથી દાન દેતા દાનનુ જે ફળ મળવુ જોઇએ તે મળતુ નથી માટે અહ કાર વગેરે દોષ રહિત થઇને દાન દેવુ જોઈએ જે પ્રભુભક્ત હોય છે તે દાન દઈ શકે છે કજુસ મનુષ્ય દાન દઈ શકતો નથી, તે આ ભવને પણ હારે છે અને પરભવને પણ હારે છે કેમકે તે પરભવમા સુખી થઈ શકતો નથી જેઓએ પરભવમા દાન દીધા નથી તે આ ભવમા ભિખારી થઇને અવતરે છે અને તે ઘેર ઘેર ભીખ માગે છે, અને તે લક્ષ્મી, ધન, કમાવા કરોડ ગણા પ્રયત્ન કરે છે પણ તેને એક પણ કોડી મળતી નથી જે દાન દે છે એ ભાગ્યવાન્ થાય છે દાનથીજ મનુષ્યો પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ગુણોની નીસરણી ઉપર ચઢે છે અને છેવટે તે પ્રભુ પદ પામે છે, માટે દાન દેવાનો દરરોજ અભ્યાસ કરવો દરરોજના દાનના અભ્યાસથી પુણ્ય વધે છે અને પાપબુદ્ધિનો નાશ થાય છે અને તેથી સાધુ સ તોનો સમાગમ થાય છે, માટે તન મન ધનનુ દાન દેવુ એજ ગૃહસ્થનો ખરો ધર્મ છે ત્યાગી સાધુઓએ ગૃહસ્થોને જ્ઞાનનુ દાન દેવુ તથા ગૃહસ્થોને સારા વ્રતનુ દાન દેવુ એજ ત્યાગીઓનો ખરેખરો ધર્મ છે શ્રી વસ્તુપાળ અને તેજપાળ પ્રધાને અનેક પ્રકારનુ શુભ દાન કર્યું હતુ અને કુમારપાળે પણ અનેક પ્રકારનુ શુભ દાન કર્યું હતુ

कलर्थीकेरा रोटला ॥ दीधु मुनिवर दान ॥
वासुपूज्य भव पाछले ॥ जिन पद लह्यो निधान ॥ १५४ ॥
मुनि भलो एक मारगी ॥ वहराव्यो तस आहार ॥
साथ मेल्यो निज सारथी ॥ ते वीर जगदाधार ॥ १५५ ॥
सुलसा रेवति रंगसु ॥ दान दीघो महावीर ॥
तीर्थंकर पद पामशे ॥ लहशे ते भवतीर ॥ १५६ ॥

ભાવાર્થ—શ્રી વાસુપૂજ્ય બારમા તીર્થંકર થયા તેમણે પૂર્વ ભવમા કલથીનો રોટલો મુનિવરને ભાવથી વહોરાવ્યો હતો, તેથી તે બારમા તીર્થંકર પ્રભુ થયા શ્રી રામચદ્રે પણ પૂર્વભવમા મુનિવરને દાન આપ્યા હતા શ્રીકૃષ્ણે પણ પૂર્વભવમા મુનિવરને દાન દીધા હતા, તથા પાચ પાડવોએ પણ મુનિવરને દાન દીધા હતા, જ બુસ્વા મીએ પણ પૂર્વભવમા દાન દીધા હતા જેટલા ચક્રવર્તિયો થયા તેઓએ પણ પૂર્વ ભવમા દાન પુણ્ય કર્યા હતા આ ભવમા ઘણુ શેઠીઆઓ દાન પુણ્ય કરે છે શેઠ પ્રેમચદ રાયચદે ઘણી ધર્મશાળાઓ બધાવી, તથા ગરીબ લોકોને ઘણુ દાન આપ્યુ, તથા હજારો વિદ્યાર્થીઓને મદદ કરી નગરશેઠ હેમાભાઈએ અનેક ધર્મશાળાઓ કરાવી તથા સેકડો સાધુઓને આહાર પાણી વહોરાવ્યા, અનેક ગરીબોને અન્નદાન તથા વસ્ત્રદાન તથા વિદ્યાદાન આપ્યા શેઠ હઠીસંગે એસીલાખ રૂપીઆ પોતાના સગા વહાલા જૈનોને તથા બીજા જૈનોને આપ્યા, તથા તેમણે ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ બધાવી તથા તેમણે અનાથ ગરીબ રોગી યાચક વિગેરેને દાન દેવામા લાખો રૂપીઆ ખરચ્યા મુબઈના પ્રસિદ્ધ મોતિશા શેઠે સાધુઓની અને સાધ્વીઓની ભક્તિ કરવામા લાખો રૂપીઆ ખરચ્યા, તથા અપગ ઢોરા વિગેરેની રક્ષામા લાખો રૂપીઆ ખરચ્યા. જેટલા ગરીબ લોકો પોતાની પાસે માગવા આવતા તેઓને તે શેઠ દાન આપ્યા વિના પાછા કાઢતા નહોતા વિજાપુરમા શેઠ બહેચર શીરચદ અઢાર લાખના આસામી થયા તેમણે સાધુઓની અને સાધ્વીઓની ઘણી ભક્તિ કરી, તથા ગરીબ અનાથ પશુ, પખીની દયામા લાખો રૂપીઆ ખરચ્યા હતા તથા મ્હેસા-

ણામા શેઠ વીરચંદ કરમચંદ થયા, તેમણે જૈનલોકોના હિતનેમાટે ધર્મશાળા બંધાવી તથા તેમણે પાંજરાપોળોમા હજારો રૂપીઆ આપ્યા, તથા ગરીબ લોકોને મદદમા હજારો રૂપીઆ ખરચ્યા. વીસનગરમા જૈનશેઠ ગોકળભાઇ મૂળચંદે ગરીબ, અનાથ, લુલા, લંગડાને દાન દેવામા હજારો રૂપીઆ ખરચ્યા તથા પાંજરાપોળોમા હજારો લાખો રૂપીઆ ખરચ્યા, તથા ગરીબ જૈનોને મદદ કરવામા હજારો રૂપીઆ ખરચ્યા અમદાવાદમા ઓસવાળ શેઠ લલ્લુભાઇ રાયજી ઝવેરીએ ગરીબ રોગી દુખી મનુષ્યોની સેવામા લાખ બે લાખ રૂપીઆ ખરચ્યા, તથા ગરીબ જૈનોની સેવામા હજારો રૂપીયા ખરચ્યા, શેઠ મનસુખભાઇ ભગુભાઇએ તથા શેઠ વીરચંદ દીપચંદે ગરીબોને દાન દેવામા તથા પાંજરાપોળોમા તથા સાધુઓની ભક્તિમા લાખો રૂપીઆ ખરચ્યા

दाने भोगज पामीये ॥ शीयले होय सोभाग ॥
तप करी कर्मज टालीये ॥ भावना शिव सुखमाग ॥ १५७ ॥
भावना भवनाशीनी ॥ जे आपे भवपार ॥
भावना वडी संसारमां ॥ जस गुणनो नहीं पार ॥ १५८ ॥
अरिहंत देव सुसाधु गुरु ॥ केवली भाषित धर्म ॥
इसु समकीत आराधतां ॥ छूटीजे सवि कर्म ॥ १५९ ॥

ભાવાર્થ—દાન દેવાથી ભોગની પ્રાપ્તિ થાય છે જેટલા પુણ્યવંતા લોકો વર્તમાન કાળમા નજરે દેખાય છે તે સર્વ લોકોએ પૂર્વભવમા દાન દીધેલુ હોય છે જેઓની કીર્તિ દુનિયામા વિસ્તરી હોય છે તેઓએ પૂર્વભવમા દાન કરેલુ હોય છે જેઓના શરીર દૃઢ બલવાન્ હોય છે તેઓએ પૂર્વભવમા દયા પાળી છે એમ જાણવુ શીયલ અર્થાત્ બ્રહ્મચર્યના પાલનથી સૌભાગ્ય વધે છે પરસ્ત્રીનો ત્યાગ અને સ્વસ્ત્રી સાથે નિયમિત મૈથુન્ય પ્રવૃત્તિ તે અંશ થકી બ્રહ્મચર્ય કહેવાય છે અને સર્વથા સર્વ પ્રકારની મૈથુન્યની વૃત્તિયોનો અને પ્રવૃત્તિયોનો ત્યાગ તે પૂર્ણ બ્રહ્મચર્ય કહેવાય છે, એવા બ્રહ્મચર્યથી બુદ્ધિબળ, પરાક્રમ, શક્તિ, લબ્ધિ, ઋદ્ધિ શાન્તિ

તુષ્ટિ પુષ્ટિ આદિ સર્વ ગુણોની પ્રાપ્તિ થાય છે તપ કરવાથી કર્મની નિર્જરા થાય છે પૂર્વ ભવના બાધેલા કર્મ છે તે બાહ્ય અને આતર તપથી ટળે છે સર્વ પ્રકારની ઈચ્છાઓનો રોધ, તેજ મોટામા મોટો તપ છે સર્વ પ્રકારની આસક્તિનો ત્યાગ કરવો તેજ ખરૂ તપ છે કામની વૃત્તિયોનો અને પ્રવૃત્તિયોનો ત્યાગ કરવો તે તપ છે, અને દેવગુરૂ ધર્મની ભાવના ભાવવાથી સર્વકર્મનો ક્ષય થાય છે દેવગુરૂ ધર્મની જેને પૂર્ણ શ્રદ્ધા છે તેનામા ચારિત્ર ખીલે છ આત્માના ગુણોની ભાવના ભાવવાથી આત્માના ગુણો પ્રગટ થાય છે જેનામા જેવી ભાવના હોય છે તેનામા તેવુ ફળ પ્રગટે છે જેને મોહ નથી તેને કર્મનો બધ નથી નર્વપ્રકારે રાગદ્વેષની ભાવનાનો ત્યાગ કરવાથી સ કલ્પ વિકલ્પ રહિત દશાની પ્રાપ્તિ થાય છે, માટે આત્માની શુદ્ધતા પ્રગટ થાય એવી બાર ભાવનાઓ-ભાવવી, તથા મૈત્રી, પ્રમોદ, મધ્યસ્થ અને કરૂણા એ ચાર ભાવનાઓ-ભાવવી મૈત્રી ભાવના ભાવવાથી અને મૈત્રીભાવની પ્રવૃત્તિ કરવાથી સર્વ જગત્ મિત્ર કુટુબ સમાન થઈ રહે છે, અને મધ્યસ્થાભાવના ભાવવાથી સર્વ પ્રકારના સત્યની પ્રાપ્તિ થાય છે અને અસત્ય દુરાગ્રહનો નાશ થાય છે પ્રમોદભાવના ભાવવાથી ગુણાનુરાગ ખીલે છે અને નિદા દોષ દૃષ્ટિ વગેરે દુર્ગુણોનો નાશ થાય છે અને કરૂણાભાવના ભાવ વાથી તથા કરૂણાની પ્રવૃત્તિ આચરવાથી અહિસકભાવની વૃદ્ધિ થાય છે અને તેથી જગતમા કોઈ શત્રુ રહેતા નથી અને આત્મા અન્ય જીવોનો શત્રુ બનતો નથી અનિત્ય આદિ બારભાવના ભાવ વાથી આત્મા નિસ ગ નિર્લેપ વિશુદ્ધ બને છે આત્માને પરમાત્મા રૂપ ભાવવાથી આત્મા પ્રભુ બને છે અને સર્વાત્માઓને આત્મરૂપ ભાવવાથી આખુ જગત્ આત્મરૂપ અનુભવાય છે, માટે ભાવના ભાવવાથી અનત ગુણની પ્રાપ્તિ થાય છે

नवपद जापज कीजीए ॥ चउद पूरवनु सार ॥
इसा मत्र गणिए सदा ॥ जे तारे नरनार ॥ १६० ॥
सकल तीरथनो राजिओ ॥ कीजे तेहनी जात्र ॥
जस दरसणे दुरगति टले [illegible] थाए गात्र ॥ १६१ ॥

શાન્તિનાથ ભગવાનનુ સ્મરણુ કરવાથી તથા તેમના નામનો જાપ કરવાથી આત્મામા અને જગતમા દ્રવ્યથી અને ભાવથી શાન્તિ વર્તે છે સર્વ પ્રકારની શાન્તિનુ સ્થાન આત્મા છે માટે નિશ્ચયનયની અપેક્ષાએ પોતાનો આ મા તે શાન્તિનાથ છે, એમ નિશ્ચયદૃષ્ટિને હૃદયમા ધારણ કરીને વ્યવહારનયથી શાન્તિનાથ પ્રભુનુ સ્મરણ ક રવુ બાવીસમા તીર્થ કર શ્રીનેમિનાથનુ સ્મરણ કરવુ અને તેમનુ ચરિત્ર વાચવુ અને તેમના જેવુ ઘોર બ્રહ્મચર્ય ધારણ કરવા પુરૂષાર્થ કરવો શરીરમા વીર્ય છે તે અનતગણુ હીરા, મોતિ મણિની આણુ કરતા મોટુ છે અને તેના બળવડે મોક્ષ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે માટે શરીરમાથી વીર્યનુ બિંદુ પણ પડવા દેવુ નહીં અને શરીરના વીર્યનો ખરાબ રીતે વ્યય ન કરવો તથા આત્માના સદ્વિચારોને સેવવા અને મોહપરિણતિનો સર્વથા રોધ કરવો તથા સર્વ પ્રકારના મૈથુનના તથા કામના વિચારોનો રાધ કરવો, તે ભાવથકી બ્રહ્મચર્ય છે દ્રવ્ય, અને ભાવથી ઘોર બ્રહ્મચર્યને ધારણ કરાય છે ત્યારે શ્રી નેમિનાથ પ્રભુની આરાધના કરી સેવા ભક્તિ કરી એમ જાણવુ, અને નિશ્ચયનયની દૃષ્ટિએ દૃઢભાવથી બ્રહ્મચર્ય પાળતા નેમિનાથ થઈ શકાય છે શ્રી ત્રેવીસમા પાર્શ્વનાથ પ્રભુની પેઠે પોતાના આત્માને દયાળુ બનાવવો અને સર્પ જેવા જીવોની પણ રક્ષા કરવી, તથા કમઠના કરેલા જેવા ઘોર ઉપસર્ગોને સહન કરવા અને આત્માને સ્થિર બનાવવો તેજ શ્રી પાર્શ્વનાથની આરાધના છે નિશ્ચય નયની અપેક્ષાએ પોતાનો નાથ-આત્મા-પ્રભુ પોતાની પાસેજ છે, તે પોતાના દિલથી અ શ માત્ર પણ દૂર નથી પોતાનો પ્રભુ પોતાની પાસેજ છે માટે તે નિશ્ચયનયથી આત્માજ પાર્શ્વનાથ છે અને એવા આત્મારૂપ પાર્શ્વનાથને પાસેજ અનુભવવો અને મોહભાવથી જડમા પ્રભુને ન શોધતા આત્મામા શોધવા, એજ શ્રીપાર્શ્વનાથની સેવા ભક્તિ છે ચોવીશમા તીર્થંકર શ્રીવર્ધમાન છે તેમના જેવા બનીને ઉપસર્ગ પરિષહ સહન કરીને પોતાના આત્માને વર્ધમાન બનાવવો તેજ શ્રી ચોવીશમા તીર્થંકરની સેવાભક્તિ છે એમ પાચે તીર્થંનુ સ્મરણ કરતા આત્માનુ તેજ વધે છે આત્મશિક્ષા ભાવનામા સ તોના ને સતીયોના નામ જણાવ્યા છે, તે નામો ભરહેસરની સજ્ઝાયમા છે પ્રભાતમા તેઓનુ

સ્મરણ કરવુ અને તેઓના ગુણોને પ્રગટાવવા. એ આત્મ શિક્ષા ભાવના જે નરનારી સાભળશે તેના ઘરમા નવનિધિ પ્રગટશે અને પુત્રકલત્રાદિ પરિવાર ઉત્તમ થશે, આત્મામા ક્ષાયિક ભાવની નવલ ઋિધયો પ્રગટ થશે અને આત્મજ્ઞાન રૂપી પુત્ર અને સમતારૂપી સ્ત્રી આદિ અનેક ગુણોરૂપી પરિવાર, તેના આત્મારૂપ ઘરમા પ્રગટ થશે.

ए आतमशिक्षा भावना ॥ गुण मणि रयण भंडार ॥
पापटले सवी तेहना ॥ जेह भणे नरनार ॥ १६६ ॥

ए सुणता सुख उपजे ॥ अग टळे सवी रीस ॥
समतारसमां जीवडो ॥ झीले निस ने दिस ॥ १६७ ॥

इण भव परभव भव भवे ॥ जिन मागु तुम हेव ॥
मन वचन काया करी ॥ द्यो तुज चरणनी सेव ॥ १६८ ॥

ए गुण जिह्वा भावसु ॥ तिहा रान वेला जल थाय ॥
आतमशिक्षा नामथी ॥ सुर नर लागे पाय ॥ १६९ ॥

ભાવાર્થ—આ આત્મશિક્ષા ભાવના નામનો ગ્રથ અનેક ગુણ રત્ન મણિનો ભ ડાર છે આત્મ શિક્ષાના અભ્યાસથી અનેક દુર્ગુણો ટલે છે અને અનેક સદ્દગુણો પ્રગટે છે જે સ્ત્રીઓ અને પુરૂષો આત્મ શિક્ષા ગ્રથનો અભ્યાસ કરશે, સાભળશે, મનન કરશે, તેઓના પાપકર્મ ટળી જશે આત્મશિક્ષાભાવના ગ્રથ સાભળતા આત્માનું સુખ પ્રગટે છે અને મનની રીસ ટળી જાય છે, યાને ક્રોધ માન માયા લોભનો નાશ થાય છે, અને આત્માના શુદ્ધ સ્વભાવમા રમણતા થાય છે રાગદ્વેષની વિષમ પરિણતિનો નાશ થાય છે અને આત્મામા સમતા રૂપી ગ ગા પ્રગટે છે અને તેમા આત્મારૂપી હસ સદાકાળ ઝીલે છે ગ્રથકર્તા શ્રી પ્રેમવિજયજી કહે છે કે હે જીનેશ્વર ભગ વાન્! હુ આ ભવમા પરભવમા અને ભવોભવમા તમારા ચરણકમલની સેવા માગુ છુ રાગદ્વેષરહિત એવા તમે દેવ છો અને તમારી સેવાથી મારો આત્મા પણ તમારા જેવો થશે એ નિશ્ચય છે તમારૂ ધ્યાન ધરતા હુ તમારા જેવોજ થઇશ મારૂ આ દર્શ ધ્યેય તમે છો. માટે હુ તમારા જેવો થાઉં એમા કઇ આશ્ચર્ય

નવી ભ્રમરીના સગથી ઇયળ પણ ભમરી થાય છે, તો હુ પણ ત મારા સગથી તમારા જેવો થાઉં એ સત્ય સિદ્ધાત છે જીનવરની સેવાભક્તિ કરવામા જે તલ્લીન બને છે, તે જીનવર થાય છે મોહ રાજા ગમે તેવો બળવાન્ છે તો પણ અતે તમારા ચરણકમલની સેવાથી તેનો નાશ થવાનો જ તમારી સેવા ભક્તિના બળે અમો જીનવર થવાના મોહરાજાના સૈન્યની સામે લડતા વારવાર હારજીત થયા કરે છે, પણ છેવટે તો મોહનો પરાજયજ થાય છે આત્માથી કઇ અશકય નથી આત્મા સર્વ કરવાને માટે શક્તિમાન્ થાય છે આત્માની અનત અપાર શક્તિ છે, આત્માનો અનુભવ આત્મા જ લઈ શકે છે માટે હે જીનેશ્વર ભગવાન્ ! તમારી સેવા ભક્તિ, આત્માના ગુણોને પ્રગટાવનારી હોવાથી ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતામા મારાથી તમે જરા માત્ર પણ દૂર નથી હે પ્રભુ ! તમે મારા જ્ઞાનમા જ્ઞેયરૂપ બનીને તથા ધ્યેયરૂપ બનીને મારા આત્મ સ્વરૂપ બનો છો તેમા મારી ભક્તિની અને ધ્યાનનીજ બલિહારી છે

આત્મ શિક્ષાને જીહ્વા થકી ગાતા તથા શુદ્ધ ભાવથી ભાવતા જ ગલમા મગલ થાય છે રણમા દરિયો થઈ જાય છે અર્થાત્ આત્માની ચઢતી વેળા થાય છે, અને દેવતાઓ અને મનુષ્યો પણ તેવા આત્માને પગે લાગે છે અને દેવો તેવા આત્માના ગુણ ગાય છે આત્માને પોતે પોતાની મેળે શિક્ષા દેવી અને આત્માને દુર્ગુણોથી વારવો એજ અતરમા આત્મશિક્ષા છે એવા ઉપયોગે વર્તવુ જોઇએ

वीरशासन दीपावतो । श्री आणंदविमलसूरिंद ॥
प्रमाद पच दूरे कर्या । प्रणमु ते आणद ॥ १७० ॥
तास शिष्य मुनिसर घणी । श्री विजयदानसूरीश ॥
प्रगट महिमा तस जागतो । पाय नमे नर इश ॥ १७१ ॥
उपशम रसनो कुपलो । तास पटोधर हीर ॥
सकल सूरि शिरोमणि । सायर जिम गभीर ॥ १७२ ॥
हीरविजय गुरु हीरलो । प्रतिबोध्यो अकबर भूप ॥
राय राणा सेवा करे । जेहनो अकल सरूप ॥ १७३ ॥

ભાવાર્થ—હવે ગ્રંથકર્તા ગચ્છગુરૂ પટ્ટપરંપરાની પ્રશસ્તિ જણાવે છે તપાગચ્છમા શ્રી આણંદવિમલસૂરિ થયા તેમણે જગચ્ચંદ્રસૂરિ પછીથી ક્રિયોદ્ધાર કર્યો પાચ પાચ હજાર સાધુઓના અને હજારો સાધ્વીઓના પરિવારે તે હિંદમા વિહાર કરતા હતા તે મહા તપસ્વી હતા તેમણે શ્રી માણિભદ્રવીરની મગરવાડામા સ્થાપના કરી તેમના અનેક શિષ્યો મહા વિદ્વાન્ થયા, મહાજ્ઞાની થયા, તેમણે અઠ્ઠાઈ, અઠ્ઠમ, છઠ્ઠ, ઉપવાસ, આંબિલ વિગેરે અનેક પ્રકારના તપ કર્યા, તેમણે મન અને પાચ ઇંદ્રિયો વશમા કરી આત્માને પવિત્ર બનાવી દીધો, તે અનેક ચમત્કારોથી વિભૂષિત થયા હિંદના ઘણાખરા દેશોમા ઉગ્ર તપશ્ચર્યા કરીને વિહાર કર્યો, એવા વીર શાસનના દીપાવનારા અને પાચ પ્રકારના પ્રમાદને દૂર કરી પચ મહાવ્રત તથા પંચાચાર પાળનારા એવા શ્રી આણંદવિમલસૂરિને હર્ષથી નમસ્કાર કરૂં છુ, વંદુ છુ તેમના શિષ્ય અને પટ્ટધર શ્રી વિજયદાનસૂરિમહાસાધુ પુરૂષ થયા, કે જેઓના પગે મેવાડ, મારવાડ વિગેરે દેશના રાજાઓ પડ્યા શ્રી વિજયદાનસૂરિ મહારાજ, મહાપ્રભાવક મહારાજ હતા અને મહાપુણ્યવત હતા તેમની આજ્ઞાઓને મોટા મોટા રાજાઓ પણ મસ્તકે ચઢાવતા હતા, તેમણે શ્રી ધર્મસાગરજી ઉપાધ્યાયને તથા શ્રી હીરવિજયસૂરિજીને દીક્ષા આપી હતી ગુજરાત, સૌરાષ્ટ્ર, મેવાડ, મારવાડ, કચ્છ, માળવા વિગેરે સર્વ દેશોમા તેમણે વિહાર કર્યો હતો તે વખતના સર્વગચ્છના આચાર્યોમા તે મહાન્ હતા ઉપશમ રસના કૂપક સમાન એવા શ્રી હીરવિજયસૂરિજી થયા શ્રી વીરપ્રભુના શાસનમા તે મહાપ્રભાવક થયા તેમણે દક્ષિણ દેશમા વ્યાકરણ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને મહાન્ વિદ્વાન્ થયા, સાગરના જેવા ગંભીર, ચંદ્રના સમાન શીતળ, સૂર્યના જેવા તેજસ્વી, પૃથ્વીના જેવા ક્ષમાવત, પાણીના જેવા નિર્મળ, અગ્નિના જેવા કર્મરૂપ કાષ્ટને બાળનાર અને વાયુના જેવા અપ્રતિબદ્ધ, આકાશના જેવા નિઃસંગ, એવા શ્રી હીર વિજયસૂરિ મહારાજ થયા, તેમણે દિલ્હીના બાદશાહ અકબરને પ્રતિબોધ્યો અને તેની પાસે પશુ પંખીઓની દયા પળાવી, ગાયોની દયા પળાવી, તથા પર્યુષણ પર્વનો અમારી પડહ વજ

હાવ્યા મેવાડના અને મારવાડના રાજાઓ જેની સેવા કરતા હતા અને અકબર બાદશાહની સભામા સર્વ વાદીયોની સાથે શાસ્ત્રાર્થ કરવામા હીરાની પેઠે જે અભેદ્ય રહ્યા, અને અકબર બાદશાહે જેના વ્રત, તપ, જપ, જ્ઞાનાદિ ગુણોથી ખુશ થઇને જેમને જગદ્‌ગુરૂની પદવી આપી એવા શ્રી હીરવિજયસૂરિતપાગચ્છરૂપી આકાશમા સૂર્યની પેઠે પ્રકાશવા લાગ્યા

मच्लेछ राय जिणे वश कर्यो । जग वरतावी अमार ॥
विमलाचल मुगतो कीयो । शासन शोभाकार ॥ १७४ ॥
कुमारपाल प्रतिबोधियो । श्री श्री हेमसूरिंद ॥
तिम अकबर गुरु हीरजी ॥ मन घरी अति आणद । १७५ ।
ध्यान वसि निज पद दीयो । निज मन हर्ष अपार ॥
विजयसेनसूरि नामथी । नित नित होय जयकार । १७६ ।

ભાવાર્થ—શ્રી જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરિએ પોતાના શુદ્ધ ચારિત્ર બળે મ્લેચ્છ રાજા અકબરશાહને પ્રતિબોધીને પોતાને વશ કર્યો, તેથી અકબર બાદશાહે શ્રી હીરવિજયસૂરિને 'જગદ્‌ગુરૂ'ની પદવી આપી, અને સિદ્ધાચલ, આબુ, ગિરનાર, તારગા, સમેતશિખર, એ પાચ તીર્થોનુ જે મુડકુ લેવાતુ હતું, યાત્રાળુઓ ઉપર જે કર હતો, કે જેની ઉપજ લાખો રૂપીઆની હતી તે બધ કરી ડામરસરોવરમા થતી હિંસા બધ કરાવી અને અનેક જીવોને અભયદાન અપાવ્યુ, તથા અકબર બાદશાહને પ્રતિબોધ આપી દયાળુ બનાવ્યો તેથી તે હિન્દુઓને અને મુસલમાનોને સમાન ભાવે દેખવા લાગ્યો હિન્દુઓને અને મુસલમાનોને તેને સમાન હક્ક આપ્યા શ્રી હીરવિજયસૂરિના સત્ય ઉપદેશથી અકબર બાદશાહના મનમાથી સ્વ ધર્મનુ મિથ્યા અભિમાન ઘણુ ઓછુ થયું, તેથી તેણે હિન્દુઓના દહેરા તોડાવ્યા નહિ તથા ગાયોની રક્ષા કરવા માટે ઠરાવ કર્યો. કળિકાલસર્વજ્ઞશ્રી હેમચદ્રાચાર્યે જેમ કુમારપાળ રાજાને પ્રતિબોધ્યો અને બાર વ્રતધારી શ્રાવક બનાવ્યો, તેમ શ્રી હીરવિજયસૂરિએ પણ અકબર બાદશાહને પ્રતિબોધ આપ્યો, તે જૈન થયો નહિ પણ જૈન સાધુઓનો ગુણાનુરાગી થયો, તથા અહિંસાને પરમ ધર્મ

માનવા લાગ્યો શ્રી હીરવીજયસૂરિએ શીરોહીના રાજાને તથા મેવા ડના ગીસોદીઆ રાજાને તથા જોધપુરના રાઠોડ રાજાને ઉપદેશ આપીને પોતાના રાગી બનાવ્યા ગુજરાત, કાઠીયાવાઠ, મારવાડ, માળવા, વિગેરે અનેક દેશના રાજાઓ તથા પ્રધાનો શ્રી હીરવિજય સૂરિના ચરણે નમ્યા જેનો આત્મા સત્ય, દયા, સતોષ, બ્રહ્મચર્ય, અસ્તેય, શુદ્ધ પ્રેમભાવ, શુદ્ધ મૈત્રિભાવ અને સર્વવિશ્વને આત્મ સમાન દેખવાની દૃષ્ટિએ ક્ષમા, આર્દવભાવ, માર્દવભાવ, સરળતા, શૌચ, જ્ઞાન, ધ્યાન, સમાધિ આદિ અનેક ગુણના ભડારરૂપ થયો એવા શ્રી જગદ્ગુરૂ હીરવિજયસૂરિને વારવાર વદુ છુ શ્રી હીર વિજયસૂરિના શિષ્ય શ્રી વિજયસેનસૂરિ થયા શ્રી વિજયસેનસૂરિ સ્વગુરૂના ઘણા રાગી હતા, અને ગુરૂની આજ્ઞામા પ્રાણ અર્પણ કર નારા હતા. મહા ગીતાર્થ હતા, સર્વ દર્શનના પારગામી હતા સસ્કૃત, ઉર્દુ, ગુજરાતી, મરાઠી, હિન્દી વિગેરે ભાષાના પારગામી હતા સર્વવાદીઓની સાથે વાદ કરવામા એક્કા હતા અને કોઈ વાદી તેમના સામે ટકી શકતો નહતો અકબર બાદશાહની સભા મા તેમણે અનેક ધર્મના વાદિયો સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો, અને બાદશાહ જહાગીરે તેમનુ ઘણુ સન્માન કર્યુ હતુ અને તેમને ઉંચી પદવી આપી હતી તેમણે પોતાના ગુરૂની પેઠે જૈન શાસનની પ્રભાવના કરી અને જૈન ધર્મનો જયડકો વગાડ્યો અને શ્રી હીરવિજ યસૂરિ મહારાજની પાટને સારી રીતે શોભાવી શ્રી વિજયસેનસૂરિ મહારાજની પાટે શ્રી વિજયદેવસૂરિ થયા અને બીજા શ્રી વિજયા નદ સૂરિ થયા. જૈન શાસ્ત્રોના તે બે આચાર્યો પૂર્ણ અભ્યાસી હતા સેકડો ઉપાધ્યાયો, પડિતો અને હજારો સાધુઓથી તે પરવરેલા હતા, શ્રી હીરવિજયસૂરિ આદિ અનેક મુનિઓએ અનેક ગ્રથો રચ્યા છે આખા હિન્દુસ્થાનમા સર્વજૈન તીર્થોની રક્ષા કરવામા તે કાળે જૈન સઘ સમર્થ હતો આત્મશિક્ષાગ્રથના કર્તા શ્રી વિજયદેવસૂરિના વખતમા થયા છે, શ્રીવિજયસેનસૂરિ સમયમા હતા તેથી તેમણે બન્ને સૂરિના નામે જયજયકાર વર્ણવ્યો છે, અને તેમના ધર્મરાજ્યની શોભા વર્ણવી છે

काम कुंभ चिंतामणि ॥ कल्पतरु अवतार ॥
ते सवीथी जे सिद्ध वे ॥ अधिक ए मवि विचार ॥ १७७॥
श्री विजयसेन गुरुरायवर ॥ श्री विजयदेवसूरिंद ॥
विजयमान गुरु वंदिए ॥ जिम सूरज ओर चंद ॥ १७८ ॥
तपगच्छ वाचकमा वरु ॥ श्री विमल हर्षशिरताज ॥
नामे नवनिधि संपजे ॥ दरसण सीजे काज ॥ १७९ ॥

ભાવાર્થ—શ્રી કામ કુંભના સરખા તથા ચિંતામણિ રત્ન સમાન તથા કલ્પવૃક્ષ સમાન અને પાર્શ્વમણિથી પણ અનંત ગણા મહાન્ એવા શ્રી વિજયસેનસૂરિ થયા, તથા શ્રી વિજયદેવસૂરિ થયા. શ્રી વિજયસેનસૂરિના જેવા મહા ગીતાર્થ શ્રી વિજયદેવસૂરિ થયા શ્રી વિજયસેનસૂરિ સૂર્ય સમાન પ્રકાશિત થયા અને શ્રી વિજયદેવ સૂરિ ચંદ્ર સમાન પ્રકાશિત થયા. જ્યારે શ્રી વિજયસેનસૂરિ, પટ્ટધર તરીકે વિદ્યમાન હતા અને જ્યારે તેમણે શ્રીવિજયદેવસૂરિને આચાર્ય પદવી આપી હતી, ત્યારે એ બે આચાર્યોની હયાતીમાં તપગચ્છના ઉપાધ્યાયોમાં શ્રેષ્ઠ એવા વિમલહર્ષ ઉપાધ્યાયના શિષ્ય શ્રી પ્રેમવિજયજી મહારાજે પોતાના અને અન્યોના આત્માઓને શિક્ષા આપવા માટે આ આત્મશિક્ષા નામનો ગ્રંથ ગુજરાતી ભાષામાં વિક્રમ સંવત્ ૧૬૬૨માં વૈશાખ સુદિ ૧૫ના ગુરૂવારના દિવસે ઉજ્જયિની નગરીમાં પોતાના ગુરૂબંધુ શ્રી રત્નહર્ષ પંડિતની સહાયથી રચ્યો. શ્રીપ્રેમવિજયજી કહે છે કે મારી અલ્પ મતિ છે અર્થાત્ હું મૂઢમતિ છું, માટે આ ગ્રંથ રચવામાં મારાથી જે ભૂલો થએલી હોય તે કવિ લોકો માફ કરશો. શ્રી પ્રેમવિજયજી જેવા મુનિવર પોતાની લઘુતા દર્શાવે અને પોતાની મૂઢ મતિ કહે, એ ખરેખર ઉત્તમ મુનિવરની સજ્જનતાનું જ લક્ષણ છે શ્રી પ્રેમવિજયજીએ પોતાના પટ્ટપર પર ગુરૂઓની સારી સ્તુતિ કરી છે તેથી તે વિનયી, ગુરૂભક્ત, આત્માર્થી, વિનયવંત, પરોપકાર જાણનાર અને મોક્ષના ખરા જિજ્ઞાસુ, અને મોક્ષની ખરી આરાધના કરનાર ખરા મુનિવર હતા એમ વાચકો સહેજે સમજી શકે એમ છે શ્રી પ્રેમવિજયજી મહારાજનો આ આત્મશિક્ષા નામનો ગ્રંથ વાંચતાં આત્માની ખરી શુદ્ધિ કરવાની

ખરેખરી લગની પ્રગટ થાય છે અને આત્મા સર્વ દોષોનો નાશ કરવા માટે ખરેખરો ઉત્સાહી બની જાય છે, તથા પૂર્વકર્મનો પશ્ચાત્તાપ કરીને આત્મા ખરેખરો વિશુદ્ધ બને છે આત્મશિક્ષાના દુહાઓમા આત્મ સિદ્ધાત છે, અને તેમા તત્ત્વજ્ઞાન ભર્યું છે તેમના રચેલા દુહાઓ જ્ઞાન વૈરાગ્ય અને સારી ભાવનાના અર્થથી છલોછલ ભરાઈ જાય છે તેથી તે દુહાઓ વાચતા ઘણી મઝા પડે છે

आतमशिक्षा भावना ॥ ताम शिष्य मनरग ॥
प्रेमविजय प्रेमे करी ॥ उलट आणी अग ॥ १८० ॥
रत्नहर्ष विबुध मुझ ॥ गुरु ताम पसाय ॥
तस सानिध ग्रथ में कर्यो ॥ मन धरी हर्ष अपार ॥ १८१ ॥
मूढ मति छे माहरी ॥ कोनि मत करजो हाम ॥
कृपा करी मुज उपरे ॥ शुद्धि करजो खास ॥ १८२ ॥

ભાવાર્થ—તેમણે એકસોને પચ્યાશી દુહા રચીને દુનિયાના લોકો ઉપર મોટો ઉપકાર કરેલો છે, તેમણે ધર્મપ્રેમની લગની લગાવીને કર્મ રાજા ઉપર વિજય મેળવ્યો, તેથી તેમનુ પ્રેમવિજય નામ સાર્થક થયુ છે હવે આત્મશિક્ષાના વિવેચનકાર પોતાના પટ્ટગુરૂ પર પરાની પ્રશસ્તિ જણાવે છે, શ્રીજગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરિ મહારાજના શિષ્ય શ્રી સહજસાગર ઉપાધ્યાય થયા, તે મહાગીતાર્થ હતા સ્વપર સર્વ શાસ્ત્રના જ્ઞાતા, ઉત્તમ ચારિત્રી, આત્માર્થી ઉપાધ્યાય થયા. તેમના શિષ્ય શ્રી જયસાગર વાચક થયા કે જે મહા પડિત શિરોમણિ મહા સાધુ હતા, મોક્ષાર્થી જ્ઞાની ધ્યાની ક્ષમાધિમત સમભાવી પચમહાવ્રતધારી ઉપાધ્યાય તે થયા તેમની પટ્ટપર પરા અનુક્રમે વિ સ ૧૮૮૦ લગભગમા શ્રી મયાસાગરજી મહારાજે ચારિત્ર અંગીકાર કર્યું તે ક્રિયાપાત્ર, પડિત, સવેગી, વૈરાગી, ત્યાગી, પચમહાવ્રત ધારી, પચાચાર પાલક, અને અપ્રમાદિ એવા ઉત્તમ સાધુ થયા તેમની પાટે તેમના શિષ્ય ઉગ્ર તપસ્વી, નિર્દોષ ચારિત્ર પાલક, સવેગી, આત્માર્થી, ઉત્કૃષ્ટક્રિયાપાત્ર, સિદ્ધાત કુશળ, વચનસિદ્ધ, મહાપુરૂષ શ્રી નેમિસાગરજી મહારાજ થયા, તેમણે વિ સ ૧૮૯૦ લગભગમા દીક્ષા

## ॥ प्रस्ताविक आत्मबोधक दुहा ॥

माया जाल मूकी परि ॥ सुद्ध चरित्र विचार ॥
भवजल तारण पोत सम ॥ धर्म हैयामा धार ॥ १ ॥

धर्म थकी धन सपजे ॥ धर्मे सुखिया होइ ॥
धर्मे धन वाधे घणो ॥ धर्म करे जग कोइ ॥ २ ॥

धर्म करे जे प्राणीया ॥ ते सुखिया भवमाय, ॥
जगमा सहु नी जी करे ॥ आवी लागे पाय ॥ ३ ॥

धर्म धर्म सहु को करे ॥ पण धर्म न जाणे कोय ॥
धर्म शब्द जगमा वडो ॥ विरला बुझे सोइ ॥ ४ ॥

ભાવાર્થ—હે જીવ ! તુ આડા અવળા વિચાર કયા કર્યા કરે છે તુ માયા જાળને છ ડી દે અને આત્માના ધર્મનો તથા ચારિત્રનો વિચાર કર ! !, તથા શ્રુતજ્ઞાન અને ચારિત્ર એ બેની પ્રાપ્તિ કરી લે આડો અવળો કયા ભટકે છે ! ! વિજળીના જબકારા જેવુ આઉખુ છે અને હાથીના કાન જેવી યૌવન સ પત્તિ છે અને નદીની રેત જેવી જુવાની છે, તેને જતા વાર લાગશે નહીં હે ચેતન ! આ સ સાર રૂપી સમુદ્રમા તારવા સમર્થ મનવારના જેવો ધર્મ છે તેને હૃદયમા ધારણ કર ! ! ધર્મ વિના સ સારસમુદ્ર તરી શકાતો નથી કોટિ કોટિવાર વિચાર કરીને પાપકર્મથી પાછો હઠ, અને ધર્મમા પ્રાણ પડે તો પણ મોહને ધારણ ન કર હે ચેતન ! કોઈ દિવસ પાપ અનીતિથી ધન વધતુ નથી, પણ ધર્મ થકી લક્ષ્મી વધે છે ધર્મ થકી મનુષ્ય સુખિયો થાય છે કદાચ અધર્મ થકી ધનની વૃદ્ધિ થાય છે તો તે નદીના પૂરના જેવી જાણવી

* આ પ્રસ્તાવિક [illegible] અર્વાચીન ગુજરાતી ભાષાના મોટા કવિ મુનિરાજો જેવા કે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ તથા આનંદઘનજી તથા બીજા અનેક જ્ઞાની મુનિરોના પુસ્તકોમાથી આ દુહાઓનો ઉદ્ધાર કરી એકઠા કરેલા છે શોધકો જો તપાસ કરશે તો આ દુહાઓ પૈકી દુહાઓ કોના કોના રચેલા છે તેનો પૃથક્ નિર્ણય કરી દરેકની કૃતિના જુદા જુદા દુહાનો વિભાગ કરી શકશે અવકાશના અભાવે અમોએ તેમ બધી વિશેષ શોધનો પ્રયત્ન કર્યો નથી

ધર્મ વિના લક્ષ્મી સ્થિર રહેતી નથી જગત્માં કોઇ પણ મનુષ્ય ધર્મ કરે છે તો તે શ્રીપાલ રાજાની પેઠે સુખી થાય છે ધર્મનો અંતે જય થાય છે અને પાપનો અંતે ક્ષય થાય છે પાપ થકી સુખિયા દેખાતા મનુષ્યો કસાઇના ઘરના બકરાની પેઠે અંતે મહા દુઃખી થાય છે માટે હૃદયમાં નિશ્ચય જાણવું કે ધર્મની આરાધના કરવાથી જ સુખી થવાય છે જે મનુષ્યોએ પૂર્વ ભવમાં ધર્મની આરાધના કરી હોય છે તે આ ભવમાં સુખી થાય છે અને તેમને બીજા લોકો જી જી કરે છે અને તેમની આજ્ઞા ઉઠાવે છે પૂર્વ ભવમાં પુણ્ય કર્યું હોય છે તો તે આ ભવમાં ધન લક્ષ્મી પુત્રાદિકથી સુખી થાય છે અને જો તે પાપકર્મ કરે છે તો તે આવતા ભવમાં નિર્ધન, દુઃખી અવતાર પામે છે ધર્મ ધર્મ એમ આખી દુનિયા પોકાર કરે છે, પણ સત્ય ધર્મને જાણનારા ઘણાજ થોડા મનુષ્યો હોય છે આખી દુનિયા ધર્મનું નામ લે છે પણ સર્વજ્ઞકથિત ધર્મને જાણનારા તો અલ્પજ હોય છે

आतम साखे धर्म ज्या । त्या जननु शु ? काम ॥
जन मनरजन धर्मनु । मूल न एक बदाम ॥ ५ ॥
पोचेगा तब कहेगा । तबलग कह्यो न जाय ॥
मन मेरो है मस्करो । मडके भागी जाय ॥ ६ ॥
माणम होणा मुश्किल है । तो साधु किहासे होय, ॥
साधु हुआ तब सिद्ध भया । कहेणी रहेणी कोय ॥ ७ ॥
साधु भया तो क्या हुआ । न गया मनका द्वेष ॥
समतासु चित्त लायकर । अतरदृष्टि देख ॥ ८ ॥

ભાવાર્થ—જ્યાં આત્મસાક્ષીએ ધર્મ કરવાનો હોય છે, ત્યાં અન્ય મનુષ્યોને કંઈ ધર્મ જણાવવાની જરૂર રહેતી નથી અન્ય લોકોના મનરંજન કરવા માટે જે ધર્મનું આરાધન કરે છે, તે ધર્મની કિંમત એક ફૂટી બદામ જેટલી પણ નથી દુનિયાને ખુશ કરવાને માટે અને પોતાની વાહવાહ બોલાવવા માટે ધર્મ કરણી નથી પણ આત્માનો મોક્ષ કરવાને માટે ધર્મ કરણી કરવી જોઈએ

એજ સત્ય પરમાર્થ છે જ્યારે આત્મા પોતાના સ્વરૂપનું જ્ઞાન કરે છે, ત્યારે તે પોતાના સ્વરૂપનો પ્રકાશ કરી શકે છે, પણ યાવત્ પોતાને પોતાના સ્વરૂપનો અનુભવ આવતો નથી ત્યાંસુધી બીજાની આગળ પોતાનું સ્વરૂપ કથી શકાતું નથી મનદ્વારા થતી ધર્મ કરણી ક્ષણિક છે કારણકે મનની ચચળ દશા છે મનતો કંઈક વિચારના ભયે આડું અવળું ભાગી જાય છે કેટલીક વખત તો મન મશ્કરાના જેવી ગરજ સાર છે મશ્કરો જેમ બીજાની મશ્કરી કરે છે તેમ મન પણ આત્માની મશ્કરી કરે છે, માટે મનના રોળ ઉપર નહી ચાલતા આત્માના શુદ્ધધર્મ તરફ લક્ષ રાખવું જોઈએ આત્માથીજ આત્મા પમાય છે અને આત્માના તાબે મન કર્યા વિના સર્વ સકલ્પ વિકલ્પ રૂપ સસારની માયાજાલ નષ્ટ થતી નથી જ્યા ત્યા મનની મારામારી છે મનના મેળે આત્માઓનો મેળ નથી પ્રથમ તો મનને સાધ્ય કરાય છે અને સદાચાર સદ્વિચાર યુક્ત થવાય છે, ત્યારે મનુષ્ય થવાય છે મનુષ્ય થવું દુર્લભ છે તો તેમા સાધુ થવું તો અનતગણું દુર્લભ હોય તેમા નવાઈ શી ? અને સદ્ગુણોથી જો સાધુ થવાય તો આત્માની મુક્તિ થાય એમા કંઈ આશ્ચર્ય નથી રહેણી કહેણી જ્યારે એક સરખી થાય છે ત્યારે ઉત્તમ સાધુની પદવી પ્રાપ્ત થાય છે બાહ્ય વેષાચાર માત્રથી સાધુ થવાયું એટલા માત્રથી શું થયું ? જ્યારે મનમાથી રાગદ્વેષ ટળી જાય છે અને આત્મા પોતાના શુદ્ધાત્મ સ્વરૂપે જીવે છે ત્યારે ખરૂં સાધુપદ પ્રગટે છે વેષાચાર કરતા ગુણોથી, સદ્ગુણોથી અને સદ્ગુણ પ્રવૃત્તિથી આત્માને સાધુ બનાવવો તે અનતગણું ઉત્તમ સાધુપણું છે માટે હે ચેતન ! તું સમતાને ધારણ કર અને અતર દૃષ્ટિથી સર્વ જીવોને સમતાભાવે દેખ કે જેથી તું પરમાત્મપદ પામીશ

चेतन तैं परच्यौ नहीं । क्या हुआ व्रतधार ॥
साल विहूणा खेतमें । वृथा बनाइ वाड ॥ ९ ॥
आतम अनुभव वासकी । कोइक नवली रीत ॥
नाक न पसरे वासना । कान न ग्रहे परतीत ॥ १० ॥

जिनवाणी नित्ये नमी । कीजे आतम शुद्ध ॥
चिदानन्द सुख पामीए । मिटे अनादि अशुद्ध ॥ ११ ॥
शुद्धातम दरसन विना । कर्म न छूटे कोइ ॥
ते कारण शुद्धातमा । दर्शन करो थिर होइ ॥ १२ ॥

ભાવાર્થ—હે ચેતન! તે પોતાનુ સ્વરૂપ જાણ્યુ નહીં આત્મ જ્ઞાન વિના વ્રત, તપ, જપ, ક્રિયા તે કરી પણ તેથી શુ ? જેમ શાલી રહિત ક્ષેત્રમા વાડ બનાવી તેથી કઈ વાડનુ પ્રયોજન સિદ્ધ થતુ નથી, તેમ આત્મધ્યાનથી સાધ્ય લક્ષ થયા વિના ઉપર ઉપરથી વ્રત તપ જપ અનુષ્ઠાન કર્યાથી કઇ પરમાત્મપદની પ્રાપ્તિ થઇ શકતી નથી માટે આત્મજ્ઞાન પામીને સાધ્ય લક્ષ્યવાળા થવુ જોઇએ અને વ્રત તપ જપ વિગેરેનો મૂળ હેતુ સમજીને પરમાત્મ પદ મેળવવુ જોઈએ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રનુ સ્વરૂપ સમજવુ જોઈએ આત્માના અનુભવ જ્ઞાનની વાસના ઓર પ્રકારની છે તે ની વાસના નાકથી ગ્રહણ થઈ શકતી નથી પુદ્ગલની વાસનાને નાક ગ્રહણ કરી શકે છે અને આત્માની અનુભવ જ્ઞાન વાસના તો અરૂપી છે તેથી તેને નાક ગ્રહણ કરી શકતુ નથી કાનથી પુદ્ગલ શબ્દ સભળાય છે સર્વજ્ઞ પ્રભુના વચનો સાભળી શકાય છે તેથી કઈક આત્માનુ જ્ઞાનશ્રદ્ધા થાય છે, પણ આત્માના જ્ઞાનની અનુભવ વાસના તો પવિત્ર હૃદયથી અનુભવી શકાય છે, અને તે પ્રત્યક્ષ જ્ઞાનના અનુભવવાળી જણાય છે પાચે ઈંદ્રિયો ની પેલી પાર આત્માજ પોતાના જ્ઞાનનો અનુભવ કરી શકે છે, અને પોતેજ પોતાના જ્ઞાનની અનુભવ જ્ઞાનવાસના ધારણ કરી શકે છે, અને તેથીજ પોતે આત્મા પોતાને દેહ ઇંદ્રિય અને મનથી ન્યારો અનુભવે છે પોતાનુ જ્ઞાન પોતેજ કરે છે એમા બાહ્ય ઈંદ્રિયોનુ કશુ કઈ વળતુ નથી દેહ ઇંદ્રિયો અને મનનો તે પ્રકાશ કરે છે આત્માની પ્રેરણાઓને શુદ્ધ મન ઝીલી શકે છે, અને મન દ્વારા તથા વચન દ્વારા આત્માનુ જ્ઞાન જગત્મા પ્રકાશિત થાય છે જ્યારે આત્માના જ્ઞાનની ભરતી મનમા આવે છે, ત્યારે મન પણ જાણે જ્ઞાનથી ભરાઇ ગયુ હોય એમ લાગે છે, અને તેવુ

જ્ઞાનથી ભરેલુ મન ખરેખર વાણીદ્વારા પોતાનો ઉભરો બહાર કાઢે છે આત્માના જ્ઞાનની શુદ્ધ પ્રેરણા જે મનમા એકદમ પ્રગટે છે તે સત્ય હોય છે માટે તે પનભાષા કહેવાય છે, અને તેનો ભાસ પોતાને થાય છે તે પશ્યતી કહેવાય છે મ્હને મનમા અમુક વિચાર આવ્યો એવુ દર્શન તે પશ્યતિ ભાના છે અને પશ્ચાત્ વાણી દ્વારા તે વિચારને પ્રકાશિત કરવાની તથા બોલવાની જે વૃત્તિ તે મધ્યમા ભાષા કહેવાય છે, અને વિચારોને શબ્દો દ્વારા બહાર કાઢવા તે વૈખરી ભાષા કહેવાય છે પરા અને પશ્યતી ભાષાવાળા શુદ્ધ મનમાં આત્માના શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ થાય છે તેથી પરા પશ્યતીમા સત્ય જ્ઞાન અનુભવાય છે અને સત્યનો પ્રકાશ થાય છે દુનિયામા તે ડુટીનુ બોલવુ તથા નાભિના શબ્દ એવા નામે પરાપશ્યતીનો અનુભવ કહેવાય છે પરાપશ્યતી ભાષામા અનુભવજ્ઞાનની વાસનાની પ્રાપ્તિ માટે વીતરાગ સર્વજ્ઞ જીનની વાણી સાભળવી જીન ભાવે થઈ જીન વાણીનો અનુભવ કરવો અને આત્માને જીન રૂપે બનાવવો, તેથી ચિદાનન્દ રૂપ જીન ભગવાન્ આત્મા પોતે થાય છે અને અનાદિ કાલની રગદ્વેષની દુ ખ પરપરા ટળી જાય છે શુદ્ધાત્મ સ્વરૂપનુ દર્શન કર્યા વિના આત્માની સ્થિરતા મુક્તિ થતી નથી માટે સદ્દગુરૂની સેવા ભક્તિમા અર્પાઈ જઇને ચાને દેહ જગત્ ભાવ ભૂલી જઈને શુદ્ધાત્માનુ દર્શન કરવુ મનના સર્વ સ કલ્પ વિક પોનો નિરોધ કરી આત્માના શુદ્ધોપયોગે કલાકોના કલાકો પર્યંત સ્થિર થઈ જવુ અને અતરમા આત્માની તાલાવેલી પ્રગટાવીને દુનિયાના ભાવથી વિમુખ થઇ મોહને મારી મરજીવા બની જવુ એવા મરજીવા, શુદ્ધાત્મા પ્રભુના દર્શન અવશ્ય કરી શકે છે, અને પોતે શુદ્ધાત્મ પ્રભુ બના શકે છે

आतम अनुभव तीरथे ॥ मिटे मोह अंधार
आपरूपमें झलहले ॥ नहि तम अंत
ते आत्मा त्रिविधा
परमात्म तिहा वीस

पुद्गलसें राता रहे ॥ जाने एह निधान ॥
तस लोभे लोभ्यो रहे ॥ बहिरातम अभिधान ॥ १५ ॥

ભાવાર્થ—આત્માનો અનુભવ તેજ મોટામા મોટુ તીર્થ છે આત્માના અનુભવ જ્ઞાનરૂપ તીર્થથી મોહનો અને અજ્ઞાનનો નાશ થાય છે, અને આત્મા છેવટે જ્ઞાન સમાધિથી મોહમાયાનો નાશ કરી કેવલજ્ઞાનથી ઝગહળે છે, અને તેથી જન્મ જરા મરણના અનત ફેરાનો નાશ થાય છે આત્માના કેવલજ્ઞાનનો અત આવતો નથી કેવલજ્ઞાન અનત અપાર છે આત્માનુભવી આત્માના સ્વભાવે ઝળહળે છે તે સ્વતત્ર થાય છે સર્વ ભય દુ ખથી મુક્ત થાય છે, તે કોઈનાથી ભય પામતો નથી, અને તે કોઈને મારતો નથી અને કોઈ તેને મારતુ નથી તે સર્વ વિશ્વને પોતાના આત્મામા દેખે છે, અને આત્માને સર્વ વિશ્વમા દેખે છે તેનુ હૃદય સ્વર્ગ બની રહે છે તેનો આત્મા જીવતા મોક્ષસ્વરૂપી બની રહે છે આત્મા ત્રણ પ્રકારનો છે બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા જ્યા સુધી દેહ વાણી મન પચભૂત જડમા આત્મબુદ્ધિ હોય છે, ત્યા સુધી બાહ્યાત્મા હોય છે બહિરાત્માઓ ચોરાશીલાખ જીવયોનિમા અનત અનત કાળચક્ર સુધી ભમ્યા કરે છે અને ભમશે જ્યારે મન વાણી કાયાથી પોતાનો આત્મા ભિન્ન દેખાય છે તથા દેહમા રહ્યો છતો આત્મા દેહ થકી ભિન્ન અનુભવાય છે, આત્માસ્વય આનદ અને જ્ઞાનરૂપે અનુભવાય છે જ્ઞાન અને આનદરૂપ આત્મા છે એવો પોતાને દૃઢ નિશ્ચય થાય છે અને જ્યારે આત્મા છે તેજ કર્મના નાશથકી સ્વય પરમાત્મા બને છે, એવો સમ્યગ્ જ્ઞાનથી નિશ્ચય થાય છે ત્યારે બહિરાત્મા છે તે પોતેજ અતરાત્મા થાય છે, અને અતરાત્મા, પચ મહાવ્રત પાળે છે, અષ્ટાગ યોગનો અભ્યાસ કરે છે, પચાચાર પાળે છે જ્ઞાન ધ્યાન સમાધિમા રમણ કરે છે, આત્મામાજ આત્મદૃષ્ટિ ધારણ કરે છે અને શુકલધ્યાન ધરીને જ્યારે તે કેવલજ્ઞાન પામે છે ત્યારે તે પરમાત્મા થાય છે બહિરાત્મામાથી અતરાત્મામા જવુ અને અતરાત્મામાથી પરમાત્મામા જવુ એજ સર્વ ધર્મ સાધનોનો મુખ્ય ઉદ્દેશ

છે અને એવા સાધ્યનો ઉપયોગ રાખીને આત્મામા રમણતા કરવી એજ મોટામા મોટુ સત્ય ધર્મ સાધન છે

બહિરાત્માઓ પુદગલના સુખમા રાચી માચી રહે છે તેઓ દેહને ઈંદ્રિયોના ભોગોમાજ સુખ માની બેસે છે, અને પાચ ઈંદ્રિયના ભોગોમા, લક્ષ્મી, ગાડી, વાડી, લાડી, તાડી આદિ પદાર્થોના લોભે લોભાઈ રહે છે અને તે વસ્તુઓ મળે છતે જાણે પ્રભુ મળ્યા એમ માને છે પ્રભુને પ્રભુની પ્રાપ્તિને માટે ભજતા નથી, પણ તેઓ કનક કામિની અને અનેક પ્રકારના ભોગો માટે પ્રભુને ભજે છે અને પ્રભુને પણ એવી પ્રાર્થના કરે છે કે હે પ્રભુ! મને પુત્ર આપ, પુત્રી આપ, રાજ્ય આપ! લક્ષ્મીભડાર આપ, પશુઓ આપ! પક્ષીઓ આપ, પૃથ્વી આપ, એમ પ્રાર્થના કર્યા કરે છે, પણ તેઓ જાણતા નથી કે સાસારિક સુખો બધા ક્ષણિક હોય છે બહિરાત્માઓ, બાહ્ય સુખ પ્રાપ્તિ માટે સર્વ પ્રકારના પાપ કરવા માટે અને સર્વ કષાયો સેવવામા જરા માત્ર અચકાતા નથી બહિરાત્માઓ દુનિયાનુ રાજ્ય ઇચ્છે છે, અને જડ વસ્તુઓમાટે જીવે છે, અને અતરાત્માઓ આત્મસુખ માટે આત્મામા જીવે છે, અને મન વાણી તથા કાયા પર સયમ રાખે છે તે અતરાત્માઓ દુનિયામા દેવો સમાન છે તેઓ દોષોને દોષ તરીકે જાણે છે અને ગુણોને ગુણ તરીકે જાણે છે, અને દોષોને હણીને સદ્ગુણો પ્રગટાવવા પુરૂષાર્થ કરે છે

---

## ॥ अथ अतर् आत्मलक्षण ॥

पुद्गल खलसगी परे ॥ सेवे अवसर देख ॥
तनु आसक्त ज्यु लकडी ॥ ज्ञानभेद पद लेख ॥ १६ ॥

बहिर आतम तज आतमा ॥ अतर आतमरूप ॥
परमातमने ध्यावतां ॥ प्रगटे सिद्धस्वरूप ॥ १७ ॥

पुद्गल भाव रुचि नहीं ॥ तापें रहे उदास ॥
सो अतर आतम सही ॥ परमातम परकास ॥ १८ ॥

सिद्ध स्वरूपी जो कहे ॥ पण कछु न देखु रूप ॥
अतर दृष्टि विचारता ॥ एते सिद्ध अनुप ॥ १६ ॥

ભાવાર્થ—જેમ ખલ અથવા ધૂર્ત મનુષ્ય પોતાના અર્થે અન્ય મનુષ્યોનો સગ કરે છે અને પોતાનો સ્વાર્થ કાઢી લે છે તેવી રીતે અતરાત્મા જ્ઞાની મનુષ્ય પોતે પુદ્દગળ સગમા રહ્યો છતો પોતાનો સ્વાર્થ સાધવા માટે પુદ્દગલ દેહને આહાર પાણીથી પોષે છે, અને તેને ઉભુ રાખે છે, અને તેની પાસેથી પોતાનુ કાર્ય જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના રૂપ જે છે તે કાઢી લે છે, અને મન વાણી પાસેથી પણ મોક્ષ સાધનરૂપ સ્વાર્થને સાધી લે છે, અને જડ પુદ્દગળ વસ્તુઓ ઉપર આસક્ત રહેતો નથી તેથી તે બાહ્ય જડ વસ્તુઓમા સાક્ષી-તટસ્થ ભાવે વર્તે છે તે દુનિયામા સર્વના સબધમા આવે છે પણ સર્વથી ન્યારો વર્તે છે તે સર્વ જગત્‌ને પર પરા કારણે પોતાના સાધનરૂપે વાપરે છે, પણ નિમિત્ત સાધનોમા સ્વ સાધ્ય છે એવી ભૂલ કરતો નથી નિમિત્ત સાધનોથી ને મિશ્ર ઉપાદાન સાધનોથી પણ સ્યાત્ ભિન્ન પોતાના શુદ્ધાત્મ સાધનોને માને છે તેથી તે નિમિત્ત સાધનોમા ને ઉપાદાન સાધનોમા પણ વિચારાચારભેદે રાગ રોષ ક્લેશ ટટો યુદ્ધ મારામારી કાપાકાપી કરતો નથી અને મિહની પેઠે ભવસાગરને સામી દૃષ્ટિએ એક લક્ષ્ય રાખી તેની પેલી પાર ઉતરી જાય છે હે મનુષ્ય! તને મોક્ષમા જવાની ઇચ્છા હોય તો તુ બહિરાત્મભાવનો ત્યાગ કર અને અતરાત્મા થા, અને પરમાત્મ પદની આગળ અતરાત્મપદ એક સાધન છે એમ માન !! મોક્ષ મહેલમા ચઢવા માટે અતરાત્મપદ તે પણ એક નિસરણી છે માટે અતરાત્મ પદ કે જે સાધન છે તેને સાધ્ય માનીને અતરાત્મ પદના સાધનોમા મુઝાવુ ન જોઈએ અતરાત્માઓને સાત્વિક વૃત્તિ અને સાત્વિક આચાર તે પણ એક સાધન છે, સાત્વિક સેવા ભક્તિ છે તે પણ એક સાધન છે, અને તેની પેલી પાર પરમાત્મ પદ છે, અને તે પરમાત્પ પદ આત્મામા રહ્યુ છે, એવુ જાણીને હે ચેતન! તુ પરમાત્મ પદનુ ધ્યાન ધર કે જેથી તુ પરમાત્મા થાય જેને પુદ્દગલ ભાવની રૂચિ નથી અને પુદ્દગલ ભાવમા ઉદાસ રહે છે અને આત્મામા રૂચિ ધારણ કરે છે તે અતરાત્મા છે તે પરમાત્મ

પદનો પ્રકાશ કરે છે આત્મા સિદ્ધ સ્વરૂપી છે પણ તેનુ બાહ્ય રૂપ નથી, સિદ્ધાત્માને વર્ણ ગધ રસ અને સ્પર્શ નથી, તે કાળો નથી, પીળો નથી, લાલ નથી, ધોળો નથી, રક્ત નથી, નીલો નથી, તે પોતાના સ્વરૂપે રૂપી છે, પણ પુદ્ગલ રૂપવાળો નથી તેથી તે અરૂપી છે એમ આતર દૃષ્ટિથી વિચારતા અને સિદ્ધાત્માનુ ધ્યાન ધરતા પોતાનો અતરાત્મા તે પરમાત્મા બને છે પોતાનુ સિદ્ધ સ્વરૂપ પોતાની પાસેજ છે પોતાનાથી અશ માત્ર પણ ન્યારૂ નથી. આત્માની અને પરમાત્માની વચ્ચે કર્મનો પડદો છે, પણ જ્યારે કર્મનો પડદો ટળી જાય છે ત્યારે આત્મા તેજ પોતે પરમાત્મા થયો એમ સ્વય જાણી શકે છે જેના મનમાથી મોહ રૂપ શયતાન દૂર થાય છે, તે પોતેજ પોતાને ખુદા માની શકે છે

अनुभव गोचर वस्तुको । जाणे एही आल्हाद ॥
कहण सुणणमे कच्यु नहीं । पामे परम आल्हाद ॥२०॥
आतम परमातम होइ । अनुभव रस संगते ॥
द्वैतभाव मल निसरे । भगवतनी भक्ते ॥ २१ ॥
आतमसगे निलसता । प्रगटे वचनातीत ॥
महानन्द रस मोकलो । सकल उपाधि रहित ॥ २२ ॥

ભાવાર્થ—આત્મા એ એવો પદાર્થ છે કે દુનિયાના સર્વ પદાર્થો, તેની આગળ કઇપણ હિસાબમા નથી તે આત્મા પોતાના અનુભવ જ્ઞાનગમ્ય છે આત્માજ આત્માવડે અનુભવ ગોચર થાય છે અને જે આત્માને જાણે છે તેનેજ આત્માનો આહ્લાદ મળે છે સાકર મીઠી છે, પણ જે ખાય છે તેનેજ તેનો અનુભવ આવે છે, પણ બીજાને આવતો નથી મુગો ગોળ ખાય છે પણ બીજાને તેનો રસ કેવો છે? તે કહી શકતો નથી એમ આત્મજ્ઞાની આત્માનો અનુભવ કરીને આત્માનો આનદ આસ્વાદી શકે છે, પણ પોતાને એના રસનું ભાન થાય છે પણ તે બીજાને આત્માના આનદનો રસ છે તે અનુભવ ગોચર કરાવી શકતો નથી બીજાઓને તે પોતાને ઘણો આનદ પ્રગટે છે એમ કહી શકે છે, પણ બીજાઓને આત્માનો અનુભવરસ

કહે તો પણ બીજાઓ પોતાને અનુભવ થયા વિના તેની પ્રતીતિ કરી શકે નહીં આત્માનુ સ્વરૂપ કહેવાથી અને સાભળવાથી કાઇ આલ્હાદ આવતો નથી, પણ જ્યારે અનુભવ જ્ઞાનવડે આત્મા અનુભવાય છે ત્યારે આત્માનો આનદરસ પ્રગટે છે અનુભવ જ્ઞાનાનદથી આત્માની પૂર્ણ પ્રતીતિ થાય છે અને પશ્ચાત્ જડરસમા બીલકુલ ચેન પડતુ નથી તેથી કામવૃત્તિનો સહેજે નાશ થાય છે આત્માનો આનદ અનુભવ્યા બાદ સ્વપ્નામા પણ સ્ત્રી કામભોગની ઇચ્છા થતી નથી પુરૂષ વેદની મોહપરિણતિનો સર્વદા નાશ થાય છે અને આત્મા તે સ્વય પરમાત્મા બને છે પરમાત્મા વીતરાગ દેવની વીતરાગ ભાવે ભક્તિ કરવાથી રાગને દ્વેષનુ દ્વૈતપણુ ટળી જાય છે ભક્તિમા ભેદભાવ રહેતો નથી ભક્તિના પ્રતાપે સર્વ જગત્મા મન જતુ નથી અને આત્મામા મન લયલીન બની જાય છે, અને સર્વ જગત્ની સાથે અદ્વૈતભાવે શુદ્ધઆત્મમિલન થાય છે રજોગુણી તમોગુણી ભક્તિ કરતા સાત્વિકગુણી ભક્તિ અનતગુણી શ્રેષ્ઠ છે અને સાત્વિકગુણી ભક્તિ કરતા પરાભક્તિ છે તે અનતગુણી શ્રેષ્ઠ છે પરાભક્તિના બળે આત્મા તેજ પરમાત્મા બને છે શબ્દનયથી સાત્વિક ભક્તિ કહેવાય છે અને શુકલધ્યાનમા સમભિરૂઢથી અને એવભૂતનયથી પરાભક્તિ ગણાય છે આત્માના શુદ્ધ સ્વરૂપમા રમણતા કરતા જે રસ પ્રગટે છે તે આત્મરસ કહેવાય છે પુદ્ગલાનદ રસથી આત્માનદ રસ ન્યારો છે અને તે વિષયભોગની ઉપાધિથી રહિત છે પુદ્ગલાનદ રસ પ્રાપ્તિ માટે અનેક પ્રકારના કાર્યો કરવા પડે છે તો પણ તે તરવારની ધાર ઉપર ચોપડેલા મધુના રસને ચાટવા જેવો છે ક્ષણિક પુદ્ગલાનદ ભોગવતા ક્ષણિક સુખ અને અનત દુ ખ ઉત્પન્ન થાય છે સર્વ પ્રકારની ઉપાધિ રહિત આત્માનદ રસ છે અને તે વાણીથી અગોચર છે જેને અનુભવ થાય તેજ તેને જાણી શકે છે આત્માના અનત સુખની આગળ જડસુખ કઈ પણ હિસાબમા નથી ક્ષીરસમુદ્રની આગળ ઘાસના ઉપર પડેલુ જળનુ બિદુ જેવુ છે, તેવુ આત્મસુખની આગળ જડસુખ છે આત્મસુખને પામેલા ત્યાગીઓ પરમાત્માઓ બને છે અને તેઓના સુખની આગળ શહેનશાહ, ચક્રવર્તિ અને ઇંદ્રોનુ સુખ પણ હિસાબમા

નથી તેથી તેઓ ઇંદ્ર વગેરેની પદવીને પણ નાકના મેલ સમાન તુચ્છ ગણીને આત્મામા મસ્ત રહે છે

सिद्ध स्वरूपी आतमा । समतारस भरपूर ॥
अतर दृष्टि विचारता । प्रगटे आतमनूर ॥ २३ ॥
आपोआप विचरता । मन पामे विसराम ॥
रसास्वाद सुख उपजे । अनुभव ताको नाम ॥ २४ ॥
अनुभव चिंतामणि रतन । अनुभव है रसकूप ॥
अनुभव मारग मोक्षको । अनुभव शुद्ध स्वरूप ॥ २५ ॥
चिदानन्द चिन्मय सदा । अविचल भाव अनत ॥
निर्मल ज्योति निरजनो । निरालब भगवत ॥ २६ ॥
कत कमलपर पकथी । निसग निर्लेप ॥
जिहा विभाव दुरभावनो । नहि लवलेश खेप ॥ २७ ॥

ભાવાર્થ—સિદ્ધસ્વરૂપી પોતાનો આત્મા છે તથા સમતાના આનદ રસથી ભરપૂર છે એમ અતર દૃષ્ટિએ આત્માનુ સ્વરૂપ વિચારતા ધ્યાવતા આત્મા કેવલજ્ઞાની થાય છે આત્મામા અનત શકિતયો રહી છે આત્મામા અનત સુખ છે આત્માને જડભોગોની કંઈપણ જરૂર નથી આત્મા સ્વતત્ર છે તેને જડના આલબનની જરૂર નથી જડ વસ્તુઓથી સુખ થાય છે એવુ જે માનવુ એ તો ભ્રાતિ માત્ર છે મૈથુન વૃત્તિથી ખરૂ સુખ પ્રગટતુ નથી મૈથુન કામ ભોગથી તો શરીરનુ વીર્ય ઘટે છે અને તેથી શરીરની નિર્બળતાની સાથે અનેક રોગો પેદા થાય છે, તથા શરીરનુ આરોગ્ય પણ નાશ પામે છે મૈથુન કામ ભોગોથી મનનુ અને વાણીનુ પણ બળ ઘટે છે કોઇને ખસ થાય છે અને તે જેમ ખણે છે તેમ તેને વધારે ચળ પ્રગટે છે અને તેનેકઈક સુખ માલુમ પડે છે પણ વાસ્તવિક રીતે ઉલટી તે નાથી ખસ વધે છે, તેમ કામભોગથી અનેકરોગો વધે છે મન વાણી અને કાયાનુ બલ ક્ષીણુ થાય છે અને ખોદવો ડુગર અને કાઢવો ઉંદર જેવુ થાય છે માટે આત્માના સુખના રસિક બનવુ અને આત્મામા પૂર્ણ લગની લગાડી દેહ છતા મુકિત સુખનો અનુભવ કરવો આ

ત્માનો અનુભવ છે તે જ્યારે આત્માજ આત્માનો વિચાર કરે છે ત્યારે જ પામે છે, જે અનુભવજ્ઞાનવડે અતરમા એકદમ કાચી બે ઘડી સુધી આત્માના આનદનો દરિયો ઉછળે અને ત્રણુ ભુવનમા જાણે આનદ માતો નથી એવો આત્માનદ રસનો અનુભવ થાય અને બે ઘડી સુધી સર્વ વિશ્વની સાથે સમભાવ અનુભવાય અને તે વખતે રાગ દ્વેષની શૂન્યતા ભાસે તેને આત્મજ્ઞાની પુરૂષો આત્માનુભવ પ્રગટયો— એમ કહે છે લેખકને એવો આત્માનુભવ ઘણી વખત આવી ગયો છે પણુ સદાકાળ ટકતો નથી ક્ષયોપશમ જ્ઞાન, ધ્યાન, સમાધિથી એવો આત્માનુભવ પ્રગટ થાય છે ચિતામણિ રત્ન કરતા અનત ગણુ શ્રેષ્ઠ અનુભવ જ્ઞાન છે આનદરસનો કૂપ અનુભવ છે અને મોક્ષનો ખરેખરો માર્ગ અનુભવ જ્ઞાન છે, અને અનુભવ જ્ઞાન તે આત્માનું શુદ્ધ સ્વરૂપ છે કેવળજ્ઞાનનો નાનો ભાઇ અનુભવ જ્ઞાન છે આત્મા ચિદાનદરૂપ છે ચિન્મય રૂપ છે જ્ઞાન અને આનદ તેજ આત્મા છે આત્મા છે તે બ્રહ્મા, પ્રભુ, ઇશ્વર, પરમાત્મા, જીન, અરિહત, સિદ્ધ, બુદ્ધ, ખુદા વગેરે અસખ્ય નામવાળો છે અને આત્મા અવિચલ ભાવવાળો છે અને અનત છે આત્મા નિર્મલ જ્યોતિવાળો અને નિરજન છે સાકાર વસ્તુનો સગી છતા નિસગી છે આકાશની પેઠે અનત છે અનત એવુ આકાશ પણુ આત્માના એક પ્રદેશના જ્ઞાનમા જ્ઞેય રૂપે સમાઇ જાય છે આત્મા નિરાલબન છે આત્માને જડ પદાર્થોના આલબનની જરૂર નથી અને આત્મા સ્વય ભગવત છે, એનાથી કોઇ બીજો મહાન્ ભગવત નથી જ સર્વ ભગવત આદિ જ્ઞેયોને પણુ પોતાનામા જ્ઞેયરૂપે પ્રકાશિત કરે છે તવા આત્માથી કોઇ બીજો ભગવત નથી કમળ જેમ કાદવમાથી ઉત્પન્ન થાય છે અને કાદવ અને જળ એ બેનાથી ઉપર નિર્લેપ રહે છે તેમ જ્ઞાની મનુષ્ય, કર્મરૂપ કાદવ અને વિષયભોગરૂપી જળ એબે થકી ઉપર રહીને આત્માને શુદ્ધ કરી પરમાત્મ પદ પામે છે જ્ઞાની આત્મા પોતાના સ્વભાવમા રહે છે અને વિભાવનો લવલેશ પણુ ધારણુ કરતો નથી રાગદ્વેષની વિભાવ દશાને તે હલાહલ વિષ સમાન ગણે છે, અને આત્માના સ્વભાવમા રમવુ તેને તે અમૃતરસ તરીકે અનુભવે છે તે પૂર્ણાનદી આત્મા છે

ज्यु नवनीतथी जलतल ॥ तब घृत प्रगटे रास ॥
त्यु अन्तर आतमथकी ॥ परमातम परकाम ॥ २८ ॥
शुद्धातम भावे रह्यो ॥ प्रगटे निर्मल ज्योति ॥
ते त्रिभुवन शिर मुगटमणि ॥ गइ पाप मवि छाड(जाती)॥२६॥
निज स्वरूप रहता थका ॥ परम रूपको भास ॥
महज भावथी सपजे ॥ उर ते वचन विलाम ॥ ३० ॥
अन्तर द्रष्टि देखीए ॥ पुद्गल चेतन रूप ॥
परपरिणति होय वेगली ॥ न पडे ते भव कृप ॥ ३१ ॥
अतग गत जाएया विना ॥ जे पहिरे मुनि वेश ।
शुद्ध क्रिया तस नवि होइ ॥ इम जाणी घरो नेह ॥ ३२ ॥

ભાવાર્થ—જ્યારે માખણને તાવવામા આવે છે ત્યારે જળનો ભાગ બળી જાય છે અને બાકી ઘૃત કાયમ રહે છે, તેમ જ્ઞાન ધ્યાન સમાધિથી આત્માનુ સ્વરૂપ ચિંતવવામા આવે છે ત્યારે મોહાદિ કર્મનો ભાવ બળી જાય છે અને એકલુ શુદ્ધાત્મ સ્વરૂપ બાકી રહે છે અને આત્મા કેવળજ્ઞાનવડે અને પૂર્ણાનંદવડે પરમાત્મા થાય છે જે જ્ઞાની મહાત્મા શુદ્ધાત્મ ભાવમા રમણ કરે છે, તેનામા કેવલજ્ઞાનના જ્યોતિ પ્રગટ થાય છે, અને તે ત્રણ ભુવન શીર્ષ મુકટમણિ જેવો બને છે, અને તેના સર્વ પાપ જતા રહે છે, પશ્ચાત્ મોહરૂપી શયતાનનો સાથે તેનો કદિ સબધ થતો નથી પોતાના આત્મસ્વરૂપમા રમણતા કરતા થકા પરમાત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે સહજભાવથી સિદ્ધ દશા પ્રગટે છે અને પશ્ચાત્ હૃદયમાથી જે વાણી વિલાસ પ્રગટે છે તે સર્વ જીવનુ હિત કરનારો થાય છે જ્ઞાનીના વચન વિલાસથી પરમશાત રસ સમાધિ પ્રગટે છે અતર્દષ્ટિથી દેખતા પુદ્ગલનુ અને આત્માનુ ન્યારૂ સ્વરૂપ દેખાય છે, આત્મા આત્મ સ્વરૂપે દેખાય છે અને પુદ્ગલ પુદ્ગલ સ્વરૂપે દેખાય છે, તેથી તે રાગ દ્વેષની પરિણતિને દૂર કરે છે, અને તેથી તે ભવ કૂપમા પડતો નથી આત્માનુ જ્ઞાન શુદ્ધ જ્ઞાન કર્યા વિના જે મુનિનો વેષ પહેરે છે તે દેવલોકના

સુખ પામી શકે છે પણ મોક્ષના સુખ પામી શકતો નથી, અને અજ્ઞાની, શુદ્ધ ક્રિયા કે જે શુભાશુભપરિણામવાળી ક્રિયાથી ભિન્ન છે અને જે કેવળ આત્મસ્વરૂપના ચિંતવન રમણતારૂપ છે તેને પામી શકતો નથી, માટે એવુ જાણીને આત્મજ્ઞાન પામવાનો શુદ્ધપ્રેમ ધારણ કરવો જોઈએ આત્માનુ જ્ઞાન કર્યા વિના બાકીના બીજા બધા જ્ઞાન મોક્ષ આપવામાટે સમર્થ થતા નથી આત્માના શુદ્ધ જ્ઞાનથી આત્માની શુદ્ધ ક્રિયા થાય છે વાણી અને કાયાની ચેષ્ટા ક્રિયાથી આત્માની ક્રિયા અદૃશ્ય છે અને દેહની ક્રિયા દૃશ્ય છે આત્માની ક્રિયા, ધર્મધ્યાન અને શુક્લધ્યાન રૂપ છે શુભાશુભ ક્રિયા છે તેમા પ્રાય શુભાશુભ સ કલ્પ વિકલ્પનો વાસ છે અને આત્માની જે શુદ્ધ ક્રિયા છે તેમા રાગદ્વેષના સ કલ્પ વિકલ્પોના શૂન્યતા હોય છે તથી તે નિર્વિકલ્પક શુદ્ધ ક્રિયા કહેવાય છે એવો શુદ્ધ નિર્વિકલ્પક ક્રિયાને, આત્મા દેહમા રહ્યો છતો અને બહારની ખાવાપીવા વગે રેની ક્રિયા કરતો છતો કરી શકે છે આત્માની શુદ્ધ ક્રિયા તો રાત્રી દિવસમા સર્વત્ર જ્યા ત્યા કરી શકાય છે, એનામાટે આસન પ્રાણા યામની કઈ પણ જરૂર નથી એવી શુદ્ધ ક્રિયા તો આત્મામાજ વર્તે છે અને આત્મા તે કરે છે અને એવો ક્રિયા કરતો આત્મા, બહારથી અક્રિય કહેવાય છે આત્મજ્ઞાનથી આવી શુદ્ધક્રિયા થાય છે

अतरगतनी वातडी ॥ नवि जाणे मति अध ॥
केवळ लिंगधारितणो ॥ न करो तेह प्रसग ॥ ३३ ॥
अतर आत्मस्वभाव छे ॥ जे जाणे मुनिराय ॥
कर्म मेल दूरे करे ॥ इम जाणो मनमाह्य ॥ ३४ ॥
आतम वस्तु स्वभाव छे ॥ ते जाणे ऋषिराय ॥
अध्यातम वेदी कहे ॥ इम जाणो चित्तमाहि ॥ ३५ ॥
आतमध्याने पूर्णता ॥ रमता आत्मस्वभाव ॥
अष्ट कर्म दूरे करे ॥ प्रगटे शुद्धस्वभाव ॥ ३६ ॥
लाख कोड वरसा लगे ॥ किरियाएकरी कर्म ॥
ज्ञानी श्वासोच्छ्वासमा ॥ इम जाणो ते मर्म ॥ ३७ ॥

ભાવાર્થ—જેઓ આત્મજ્ઞાનથી અંધ છે, તેઓ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવતત્વનું સ્વરૂપ જાણતા નથી બહિરાત્મા, તે અંતરાત્મા, અને પરમાત્માનું સ્વરૂપ જાણતા નથી મનુષ્ય જન્મમાં શું કરવું જોઈએ ? તેનું તેસંવ રહસ્ય જાણતા નથી એવા અજ્ઞાની અને બહારથી સાધુ લિંગધારી ઓની સંગતિ ન કરવી જોઈએ કારણકે તેઓ મોક્ષમાર્ગને જાણતા નથી અને આત્માના શુદ્ધ ધર્મનું સાધન કરતા નથી તો તેઓની સંગ કરનારાઓને તેઓ શી રીતે તારી શકે ? તેઓ તરી શકતા નથી અને સંગ કરનારાઓને તારી શકતા નથી માટે ગીતાર્થ આત્મજ્ઞાની સંતસાધુઓની સંગતિ કરવી કે જેથી પોતાનો આત્મા જ્ઞાની થાય જે મુનિરાજો અંતરાત્મારૂપે થયેલા છે અને પરમાત્મ સ્વરૂપ જાણીને પરમાત્મદશા પ્રગટાવવા પુરૂષાર્થ કરે છે, તેઓની સંગતિ કરવી એવા અંતરાત્મજ્ઞાની મુનિરાજ, સર્વ કર્મનો નાશ કરે છે અને પોતાના સંગમાં આવનારાઓનો પણ ઉદ્ધાર કરી શકે છે જેની સંગતિથી આત્માની શુદ્ધિ થાય તેની સંગતિ કરવી જેઓ પોતે મોહરૂપ શયતાનના ફંદામાં ફસેલા છે તેઓ બીજાને મોહરૂપ શયતાનના ફંદામાં ફસાવે છે માટે આત્માનુભવ જ્ઞાનીઓની સંગતિ કરવી જેઓ વસ્તુ સ્વભાવે ધર્મને જાણે છે આત્માના જ્ઞાન દર્શન અને ચારિત્રના ધર્મને માને છે જ્ઞાન દર્શન ચારિત્ર એજ આત્માનો ધર્મ છે એમ પ્રરૂપણા કરે છે એવા અધ્યાત્મજ્ઞાની મુનિમહારાજાઓ આત્મધર્મને પ્રાપ્ત કરે છે, અને પરમાત્મા બને છે તેઓ પોતે આત્માના સ્વરૂપનો અનુભવ કરે છે અને તેમના શિષ્યોને પણ તેનો અનુભવ કરાવે છે સર્વ પ્રકારના જ્ઞાનમાં અધ્યાત્મજ્ઞાન શ્રેષ્ઠ છે માટે અધ્યાત્મજ્ઞાની મુનિવરોની સંગતિ કરવી અને તેઓની સંગતિ કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, કે જેથી આત્માની શુદ્ધિ વિજળીના વેગે થાય છે જે મુનિયો આત્માનું ધ્યાન ધરીને પોતાની પૂર્ણતા અનુભવે છે અને અન્ય વસ્તુઓની પ્રાપ્તિવડે જે પોતાની પૂર્ણતા માનતા નથી અને આત્મા છે તેજ આનંદજ્ઞાનથી પૂર્ણ છે એમ અનુભવ કરીને આત્મ સ્વભાવમાં રમે છે એવા મુનિયોને બાહ્ય સ્વભાવમાં કંઈપણ પ્રાપ્ત કરવાનું

રહેતુ નથી તેઓ આત્માને પરમાત્મા બનાવે છે અને વિશ્વમા પૂર્ણ સ્વતત્ર બને છે તેમને કોઈનો પણ ભય રહેતો નથી અને કોઈપણ જાતની સ્પૃહા રહેતી નથી તેઓ શુભાશુભ પરિણામની પણ પેલી પાર જવાથી તેઓને બાહ્ય જગતમા કઈ શુભાશુભપણુ રહેતુ નથી તેમજ તેઓને બાહ્ય જડ વસ્તુઓમા ગ્રહણપણાની અને ત્યાગપણાની બુદ્ધિ રહેતી નથી. તેઓ આત્મસ્વરૂપમા મગ્ન રહે છે જે મુનિયો આત્માના શુદ્ધ સ્વરૂપના અજ્ઞાનથી લાખો કરોડો પૂર્વ વર્ષો સુધી તપજપ ક્રિયા કરે છે, સયમ પાળે છે, પ્રતિક્રમણ વિગેરે ક્રિયાઓ કરે છે તોપણ તેઓને આત્માના અજ્ઞાનપણાને લીધે જે મુક્તિરૂપી ફળ મળતુ નથી તે મુક્તિરૂપી ફળને તો આત્મજ્ઞાની મુનિવરો એક શ્વાસોશ્વાસમા સર્વ કર્મ ખપાવીને પ્રાપ્ત કરે છે આત્મજ્ઞાનમા તપજપ સયમનો સમાવેશ થાય છે માટે આત્મજ્ઞાનની બરોબરી કરવા કોઇ પણ સમર્થ નથી જ્ઞાની મુનિના એક શ્વાસોશ્વાસના ફળને પણ એકાત ક્રિયાવાદી અને આત્માના અજ્ઞાની એવા મુનિયો કરોડો વર્ષના તપથી તથા ક્રિયાથી પણ પ્રાપ્ત કરી શકતા નથી

अन्तर मेल सवि उपशमे ॥ प्रगटे शुद्धस्वभाव ॥
अव्याबाध सुख भोगवे ॥ करी कर्म अभाव ॥ ३८ ॥
अक्षय ऋद्धि लेवा भणी ॥ अष्टकर्म करी दूर ॥
अष्टकर्मना नाशथी ॥ सुख पामे भरपूर ॥ ३९ ॥
सदा सुखी सतोषी जन ॥ सदा शुद्धरसलीन ॥
इद्रादिक जस आगळे ॥ दीसे दुःखिया दीन ॥ ४० ॥
जे सुख नही सुररायने ॥ नहि राणा नहि राय ॥
जे आतम सुख अनुभवे ॥ सम संतोष पसाय ॥ ४१ ॥
सुर गण सुख त्रिहु कालना ॥ अनत गुण ते कीध ॥
अनत वर्गे वर्गित कर्या ॥ तो पण सुख समिद्ध ॥ ४२ ॥
ते सुखनी इच्छा करो ॥ तो मूको पुद्गलसग ॥
अल्प सुखने कारणे ॥ दुःख भोगवे परसग ॥ ४३ ॥

ભાવાર્થ—અંતરાત્માની આત્મસ્વભાવે વર્તે છે, તેનાથી અન્તરનો કષાય મેલ ઉપશમે છે અને તેના આત્માનો શુદ્ધ સ્વભાવ પ્રગટે છે આત્મજ્ઞાની સ્વસ્વભાવ રમણતાથી અવ્યાબાધ સુખ ભોગવે છે અને સર્વકર્મનો અભાવ કરે છે અથવા નાશ કરે છે સર્વ કર્મનો નાશ થવાથી અ યાબાધ સુખ ભોગવવામા કોઈપણ જાતનો અ તરાય નડતો નથી હે ચેતન! તમારા અ તરમા અક્ષય ઋદ્ધિ છે અને તેની પ્રાપ્તિ માટે અષ્ટ કર્મને દૂર કરો જો તમો આઠ કર્મનો નાશ કરશો તો તમો હે આત્મન્! અન ત અપાર ઘણુ સુખ પામશો સ તોષી મનુષ્યો સદા સુખી હોય છે અને આત્મજ્ઞાની પુરૂષો સદા કાળ આત્માના રસમા લયલીન રહે છે અને ઈંદ્રાદિક દેવો પણ આત્મજ્ઞાની સ તોષી મુનિની આગળ દુ ખી દીન જેવા જણાય છે આત્માના સુખ વિના ઈંદ્રિયજન્ય સુખથી કોઈ ખરેખરો સુખી નથી આત્માના અન ત સુખની આગળ ક્ષણિક સુખ તો કંઈપણ હિસાબમાં નથી ચામડીનુ રૂપ ને ચામડીના ભોગમા વસ્તુત સુખ નથી પણ ઉલટુ દુ ખજ છે આત્માને તેમા મોહરૂપ શયતાન ફસાવે છે ચામડીના ભોગથી સુખ માનવુ તે કેવળ ભ્રાન્તિ છે જેણે આત્માના સુખને શોધ્યું નથી તે જીવતોજ મરી ગયા જેવો છે ચક્રવર્તી અને શહેનશાહને જે સુખ નથી તે સુખ ભૂમિ લોટતા નગ્ન અને ભિક્ષુક એવા આ મજ્ઞાની સ તોષી મુનિને છે આત્મસુખને માટે રાજ્ય, વેપાર, નોકરી, હુન્નરકળા, સ્ત્રી ન, ગાડી, ઘોડા, વાડી વિગેરે કોઇપણ વસ્તુની જરૂર નથી ફક્ત શરીરમા રહેલા આત્માનીજ જરૂર છે શરીર પણ ગમે તેવુ દુબળુ પાતળુ કે રોગી હોય તો પણ આત્મજ્ઞાનને સતોષ તથા સમભાવ જો પ્રગટે છે તો આત્માનુ સુખ ભોગવવામા જરા માત્ર બાધ આવતો નથી શરીર અને ઇંદ્રિયો અને મન માર ફત બાહ્યમાથી અને બીજાઓના શરીરમાથી સુખ જે એ ચી લેવાની બુદ્ધિ છે તે કેવળ ભ્રમણાજ છે ત્રણ કાલના ઇંદ્રો, દેવ દેવીઓ અસ ખ્ય ચક્રવર્તીઓ રાજાઓ વગેરેએ ભોગવેલુ પુદ્ગલ સુખ એકઠુ કરવામા આવે અને તેને અન તી અન તી વાર ગુણી અન તગણુ કરવામા આવે તો પણ ક્ષણમાત્રના આત્માના સુખની

આગળ તે રાઈના દાણા જેટલુ પણ નથી માટે હે ભવ્ય મનુષ્યો ! જો તમે આત્મસુખની ઇચ્છા કરશે તો પૌદ્ગલિક સુખનો સગ છોડો હે મનુષ્યો ! પુદ્ગલનુ સુખ અલ્પ છે, તે અલ્પ સુખ અને તે પછી થનાર અનત દુ ખને માટે પરતત્ર–ગુલામ બનીને મનુષ્ય જન્મ ફોગટ ન ગુમાવો પુદ્ગલ સુખને માટે મનુષ્યજન્મ નથી પણ આત્માના સુખને માટે મનુષ્ય જન્મ છે પુદ્ગલ સુખને માટે અનત ગણો પ્રયાસ કરવો પડે છે, અનેક જાતના દોષો સેવવા પડે છે અનેક પ્રકારના પાપારભના કાર્યો કરવા પડે છે અનેક પ્રકારની સકટ વિપત્તિયો વેઠવી પડે છે, તો પણ છેવટે તો મધુબિદુની પેઠે અને તરવારની ધારપર ચોપડેલા મધને ચાટવાની પેઠે પાછુ દુખનુ દુ ખ ભોગવવુ પડેજ છે માટે હે ચેતન ! ચેત અને પુદ્ગલ સુખની ભ્રાન્તિ છોડી દઈને આત્મસુખને પામવા પુરૂષાર્થ કર ! !



## ॥ अथ परमात्मलक्षण ॥



प्यारो आप स्वरूपमें ॥ न्यारो पुद्गल खेल ॥
सो परमातम जाणीए ॥ नहि जस भवको मेल ॥ ४४ ॥
नामातम नहिरातमा ॥ थापना कारण जेह ॥
मो आतम द्रव्यातमा ॥ परमातम गुण गेह ॥ ४५ ॥
भावातम सो देखीए ॥ कर्म मर्मको नाश ॥
जो करुणा भगवतकी ॥ भावे भाव उदास ॥ ४६ ॥

ભાવાર્થ—જે પોતાના સ્વરૂપમા પરિપૂર્ણ પ્રેમ લગાવીને વિશુદ્ધ થયો છે અને જે આત્મા, મોહભાવથી પુદ્ગલનો ખેલ કરતો નથી, તે આત્મા કેવલજ્ઞાની બને છે અને તેજ પરમાત્મા છે ખરે ખર ભવનુ મૂળ રાગ ને દ્વેષ છે રાગદ્વેષ અને અજ્ઞાન તેજ કર્મની જડ છે અને તેજ મનનો મેલ છે તેનો જેણે ત્યાગ કર્યો હોય તેજ પરમાત્મા છે પરમાત્મા મનુષ્યના શરીરમાજ રહે છે કુરાન, બાયબલ, વેદ, આગમ વિગેરે સર્વ ધર્મશાસ્ત્રોમા જીવતા

પરમાત્મા નથી પણ જીવતો પરમાત્મા તો શરીરમા રહેલો કેવળજ્ઞાની આત્મા જ છે આત્માથી બીજો કોઈ પરમાત્મા નથી સર્વ સ્થાવર તીર્થો કરતા પણ અનત ગણો મોટો વિશુદ્ધ આત્મા છે, તેનાથી સર્વ સ્થાવર તીર્થો અને જગમ તીર્થો બને છે દુનિયામા રહેલી સર્વ પ્રકારની વિદ્યાઓ અને સર્વ પ્રકારના ધર્મ શાસ્ત્રો આત્મામાથી પ્રગટે છે ભૂતકાળે એવા અસખ્ય ધર્મશાસ્ત્રો, અસખ્યધર્મદૃષ્ટિયો-દર્શનો ખરેખર આત્મામાથી પ્રગટ્યા, વર્તમાનમા પ્રગટે છે અને ભવિષ્યમા પ્રગટશે, જે સત્યને અસખ્ય ધર્મ શાસ્ત્રોમાંથી શોધી કાઢવાનુ છે તે સત્ય તો અનાદિ કાળથી આત્મામા છે પણ તેને ત્યા શોધવાનીજ વાર છે આત્મામા જે સુખ નથી તે બહાર કોઇ સ્થળે નથી. આત્મામા જે સત્ય છે તે બહારમા પણ સત્ય છે જે જે આત્મામા છે તેનોજ બહાર પ્રકાશ થાય છે આત્માને પરિપૂર્ણ શુદ્ધ કરતા જગત્મા કઈપણ પ્રાપ્ત કરવાનુ બાકી રહેતુ નથી, એવો જેને દૃઢ નિશ્ચય છે તેજ પૂર્ણ શુદ્ધાત્મપરબ્રહ્મને પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરે છે નામ આત્મા, સ્થાપના આત્મા, અને દ્રવ્ય આત્મા એ ત્રણ નિક્ષેપાથી જે આત્મા છે તે આત્મા તો દ્રવ્ય આત્મા ગણાય છે, અને સમ્યગ્જ્ઞાન પ્રગટ્યા પછી આત્મોપયોગી જે આત્મા થાય છે તે ભાવાત્મા કહેવાય છે ભાવાત્મા જે હોય છે તેજ પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે, શુકલધ્યાનનો બીજો પાયો ધ્યાવતા જ્ઞાની, ધ્યાનસમાધિ બળે ઘાતિકર્મનો ક્ષય કરીને પરમાત્મા બને છે પરમાત્મા તે અનત જ્ઞાનદર્શન ચારિત્ર ગુણનુ ઘર છે

ભાવાત્મા, સર્વ કર્મનો નાશ કરવા માટે પુરૂષાર્થ કરે છે અને તે ખરેખરે. સાધક બને છે, અને કર્મનુ મર્મ જે રાગ અને દ્વેષ છે તેનો ક્ષય કરે છે તે આત્માની શુદ્ધ દયા કરે છે, અર્થાત્ આત્માને ચાર ગતિમાથી પરિભ્રમણ કરતા વારવો અને સર્વ દુખના સમૂહમથી મુકાવવો તેજ આત્મભગવાન્ની આત્મા ઉપર કરૂણા છે, અને તેવી ભાવ કરૂણાવાળો મુનિ, સસારના સર્વ જીવો ઉપર રાગ પણ કરતો નથી, અને દ્વેષ પણ કરતો નથી, તેમજ જડ પદાર્થો ઉપર તે સમભાવે પ્રવર્તે છે જ્ઞાની મુનિ કર્તવ્ય કાર્ય કરે છે, પણ અતરમા જડ ચેતન સર્વ જગત્ ઉપર ઉદાસીન ભાવે વર્તે છે

સમભાવ તેજ ઉદાસીન ભાવ છે વીતરાગ ભાવ તેજ ઉદાસીન ભાવ છે ઉદાસીન ભાવવાળો જ્ઞાની અ તરૂમા નિર્લેપ હોવાથી બાહ્યથી સર્વ કામ કરતો છતો અ તરૂમા નિષ્કર્મા રહે છે વૈરાગી, ઉદાસીન ભાવમા પરિણમેલ આત્મા, જગતૂમા માનમા અને અપમાનમા લેપાતો નથી, હર્ષમા અને શોકમા લેપાતો નથી અને પરમાત્મપદની પ્રાપ્તિ માટે અ તરૂમા શુદ્ધોપયોગની લગની લગાવે છે અને છેવટે પરમાત્મપદ મેળવે છે

परम अध्यातमने लखे ॥ सद्गुरु करे शुभ सग ॥<br>
तिणकु भव सफलो होइ ॥ अविहड प्रगटे रग ॥ ૪૭ ॥<br>
धर्म ध्यानको हेत यह ॥ शिवसाधन को खेल ॥<br>
एसो अवसर कब मले ॥ चेत शके तो चेत ॥ ૪૮ ॥<br>
वक्ता श्रोता सनि मले ॥ प्रगटे निज गुण रूप ॥<br>
अखय खजानो ज्ञानको ॥ तिन भुवनको भूप ॥ ૪૯ ॥

ભાવાર્થ—જેઓ પરમ અધ્યાત્મજ્ઞાનનુ સ્વરૂપ જાણવા માટે આત્મજ્ઞાની સદ્ગુરૂનો સ ગ કરે છે, અને આત્માનુ સ્વરૂપ અનુભવે છે, અને અ તરમા લયલીન રહે છે, અને જેનો આત્મામા નિશ્ચળ ર ગ લાગ્યો છે, તેનો જ જન્મ સફળ છે બાકી ખાવુ પીવુ ને વિષયભોગ ભોગવવા તેનાથી કોઇના જન્મની સફળતા નથી, આત્માના સ્વરૂપમાજ પૂર્ણ અન ત સુખ છે તે વિના બાહ્યમા તો દુ ખજ છે, અન ત સુખ પ્રાપ્ત કરવામાજ મનુષ્ય જન્મની સફળતા છે મનુષ્ય જન્મ, ખરેખર ધર્મધ્યાન કરવાને માટે અને પૂર્ણ મોક્ષ પ્રાપ્ત કરવાને માટે છે મોક્ષ પ્રાપ્તિના ખેલથીજ મનુષ્ય જન્મની સફળતા છે માટે હે ચેતન! તારાથી જેટલુ ચેતી શકાય તેટલુ ચેત!! મસ્તક પર કાળનો ઝપાટો વાગ્યા કરે છે, દુનિયાના સર્વ પદાર્થો ક્ષણિક છે, તારૂ ધારણ કરેલુ શરીર પણ ક્ષણિક છે, તેની રાખ થઇ જતા વાર લાગવાની નથી માટે હે ચેતન! તુ માટીના પુતળામા કેમ મોહ ધારણ કરે છે? અને માટી રાખનુ બનેલુ સ્રીનુ શરીર છે અને તે અશુચિમય છે તેની ચામડી ભોગવવા માટે કેમ મોહિત થઇ રહ્યો છે? માટે ચેતી શકે તો ચેત. મન એ માકડુ છે

ચારિત્રમય એવુ સિદ્ધપદ છે વિનયથી જ્ઞાન પમાય છે અને જ્ઞાનથી ચારિત્રની પદવી પ્રાપ્ત થાય છે અને ચારિત્રથી મોક્ષ થાય છે મોક્ષમા અનત સુખ છે પરિપૂર્ણ આનદમય થવુ અને સર્વ દોષ રહિત થવુ અને દેહાતીત કેવલજ્ઞાનને પ્રાપ્ત કરવુ, સર્વ કર્મથી રહિત થવુ એજ મોક્ષપદ છે આત્મમાજ મોક્ષ છે અને સર્વકર્મના નાશથી આત્મામાજ તે પ્રગટે છે આત્મામા જ સ્વર્ગ વૈકુઠ છે આત્મા જ અનતગુણ પર્યાયોનો આધાર છે આત્મા જ સર્વનેત્ર રૂપ જગત્‌નો આધાર છે ચાર વેદો પણ આત્માની જ સ્તુતિ કરે છે, અને સર્વ ઉપનિષદો પણ આ માનુ જ ગાન કરે છે સર્વ જૈનાગમો પણ આત્માનુ જ સત્ય સ્વરૂપ વર્ણવે છે માટે આત્માનુ જ્ઞાન કરીને પરમાત્મા થવુ એજ કલ્યાણકારક છે હે ચેતન! આટલુ બધુ તને સમજાવ્યુ પરમેશ્વર પણ પ્રત્યક્ષ થાય તો તને એજ કહે કે તુ આત્માને શુદ્ધ કર અને પરિપૂર્ણ પરમાત્મા થા!! માટે હવે તારે ચેતવુ હોય તો ચેતી જા! જાગવુ હોય તો જાગ! બોધ પામવાનો હોય તો પામી લે કારણ કે આત્મા જ તારો છે અને આત્મા વિનાની સર્વ જડ વસ્તુઓ લક્ષ્મી તથા અન વિગેરે અહીં જ પડતા મૂકીને તારે જવુ પડશે, અને તેના ખાના રાઓ લક્ષ્મી વિગેરેને ખાઈ જશે માટે અન્યો માટે તું કયા ધન ભેગુ કરે છે? તારા સત્ય ધનને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કર! હે ચેતન! તારી પાસે સર્વે મ ળ્યા છે તે પોતાના સ્વાર્થે મળ્યા છે તારી સહાય કરનાર કોઈ નથી, મરણથી બચાવનાર તને કોઈ નથી, બીજાઓ માટે તુ કયા પાપ કરે છે? તારા પિતા અને તેના પિતા વિગેરેની પૂર્વ પરપરામે કરોડો પેઢીઓ ચાલી ગઈ, તો તુ તેમાથી કોની યાદી કરે છે? અને તારી કોણ યાદી કરશે? તેનો વિચાર કર અને નામ, રૂપનો મોહ છડીને પરમાત્મ પદ પ્રાપ્ત કરવા જેટલુ કરાય તેટલુ કર, નહીં તો તારા જેવો બીજો કોઇ ગમાર ગણાશે નહીં

परमारथ जब जाणीयो ॥ चिहु गति देखे पास ॥
पजन सवि दूर लखे ॥ आपही रहे उदास ॥ ५५ ॥

निरासपणे चित्त ठरे यदा ॥ आपही मग्नता होय ॥
मुहूर्त एक रहे मग्नता ॥ शातरस पावे सोय ॥ ५६ ॥
काया वचन मन त्याग करी ॥ आपहि ज्योति जगाव ॥
घाति कर्मकु क्षय करी ॥ केवल लक्ष्मी पाव ॥ ५७ ॥
अनत अतिशय तस हुवा ॥ लोकालोक प्रकाश ॥
भव्य जीव प्रति बूजके ॥ पूरे शिवपुर वास ॥ ५८ ॥

ભાવાર્થ—જ્યારે આત્મજ્ઞાનીએ ખરો પરમાર્થ જાણ્યો અને આત્મામા જ ખરૂ સુખ અનુભવ્યુ ત્યારે તે સસારની ચાર ગતિને પખીઓને ફસાવવાની જાળ પાસ જેવી માને છે અને તે પુદ્ગલના પર્યાયોથી પોતાને ભિન્ન માની પુદ્ગલના સર્વ પર્યાયોમા તટસ્થ નિર્લેપ રહે છે, અને પોતે પુદ્ગલમા કલ્પેલા સર્વ શુભાશુભોમા ઉદાસપણે અથવા નિરાસકિતપણે રહે છે દેહના રૂપમા અને અન્ય સ્ત્રી શરીરાદિ રૂપોમા અને તેના ભોગમા ફસાતો નથી જ્ઞાની મહાત્મા પોતાના સત્ય અનુભવવડે પરમાત્મ પદને સાધ્ય માને છે જ્યારે આત્મામા સુખ છે એમ નિશ્ચય થાય છે, ત્યારે પૌદ્ગલિક સુખની સર્વ આશાઓ સ્વયમેવ નષ્ટ થાય છે અને આત્મા પોતાના સ્વરૂપમા મગ્ન રહે છે બાહ્યમા સુખની આશા નથી એમ નિશ્ચય થતા જગત્મા મન ભટકતુ નથી અને આત્મામા મન રમે છે એક મુહૂર્ત સુધી અર્થાત્ બે ઘડી સુધી જે આત્મામા મગ્ન રહે છે, તેને અવશ્ય શાત દશાનો અનુભવ થાય છે હે ચેતન ! મન વચન અને કાયા ઉપર થતો મોહભાવ ત્યાગ કરીને તુ આત્મામા ચિત્તને લગાવી દે, અને પોતાની જ્યોતિને ધ્યાન સમાધિથી જગાવ !! અને આત્મધ્યાન સમાધિથી ઘાતી કર્મનો ક્ષય કરીને કેવલજ્ઞાનને પ્રગટાવ !! સ્વાશ્રયી થા ! આત્માનો આત્માવડે જ ઉદ્ધાર થાય છે એમ નિશ્ચય કર આત્માની મુકિત માટે બીજાઓની આશા ઉપર બેસી રહીશ નહીં આત્માનો ઉત્સાહ, ધૈર્ય ખત આત્મલગની એજ પ્રભુની કૃપા તથા પ્રભુનુ બળ છે આત્મા પ્રભુ છે અને તેના ગુણોની લગની તેજ એની સહાય કૃપા છે જેને આત્માની રમણતા રૂપ લગની લાગે છે, તેનામા અનત કેવલજ્ઞાન દર્શન ચારિત્ર વીર્યનો

મહાદુર્લભ છે જેહો મળેયો એવો મનુષ્ય જન્મ હાર્યો, તેહે બીજા આવનાગ અસખ્ય ભવ હાર્યા એમ જાણવુ માટે હે મૂર્ખ ચેતન! હવે તુ જ્ઞાની થા, મરતા તને કોઇ બચાવનાર નથી અને પરભવમા તારૂ કાઈ શરણ નથી, માટે હવે તુ ચેત ચેત ! એક ક્ષણનો પણ વિલબ ન કર!! હૃદયમા પરમાત્માનુ ક્ષણે ક્ષણે સ્મરણ કર મનમાથી ખરાબ વિચારોને કાઢી નાખ અને મનમા સારા વિચારોને ભરી દે, મનુષ્ય ભવની એક ક્ષણ પણ મોક્ષ આપનારી થાય છે માટે કષાયોથી મુક્ત થા, અને કષાયોના કરોડો પ્રસગ આવે તો પણ કષાયો ન કર! કામાદિક અનેક ખરાબ વાસનાઓનુ મૂળ છેદી નાખ!! જ્યા સુધી સ્વપ્નમા પણ કામાદિક વાસનાઓ પ્રગટ થાય છે, ત્યા સુધી મોહ છીવતો છે, એવુ જાણીને સ્વપ્નમા પણ મોહ ન પ્રગટે એવી આત્માની શુદ્ધ દશા પ્રગટ કર!!

मूरख नर जाणे नहीं ॥ दिन लारीयो जाय ॥
काल ओचिंत्यो आवस्ये ॥ मरण को नवी धाय ॥ ६३ ॥
अवसर आवे अवस्य कर ! ॥ अवसर आवे मत भूल ॥
अवसर चूक्या जे नरा ॥ ते माणम कोडी मूल ॥ ६४ ॥
नरभव चिंतामणि समो ॥ जीव तु एले म हार ॥
जिन शासन मन थिर करी ॥ जीव तु आप समाल ॥ ६५ ॥
भोग भला ते नर लहे ॥ हर्षे दीजे दान ॥
समकित सहित शिवपद लहे ॥ अनत सुखनो ठाम

ભાવાર્થ —અરે મૂર્ખ ચેતન! મનુષ્ય ભવની એક ક્ષણ પણ તારી લાખેણી જાય છે કરોડો કરોડો સોનૈયા આપ્યા છતા મનુષ્ય ભવની એક ક્ષણ પણ પાછી માગી મળતી નથી, અને ઇશ્વરની પાસે પ્રાર્થના કર્યા છતા પણ એક ક્ષણ પાછી મળવાની નથી માટે તારા આયુષ્યની એક ક્ષણ પણ નકામી ન ગુમાવ!! કરોડો ચિ તામણિ રત્ન મળી શકે પણ મનુષ્યભવની એક ક્ષણ મળવી દુર્લભ છે માટે હે ચેતન! તારૂ દુનિયાનુ ડહાપણુ મૂકી દે, તુ તારા આત્માની શુદ્ધિ કર, અને મન વાણી ને કાયાને પવિત્ર બનાવ, તેથીજ તારો ઉદ્ધાર થવાનો છે હે ચેતન! તુ ચેતી લે કાળ ઓચિ તો—અણધાર્યો આવશે

ત પહેલા જેટલુ ચેતાય તેટલુ ચેતી લે હે ચેતન ! તને મનુષ્ય ભવનો અવસર મ ળ્યો છે માટે આવો અવસર ચૂક નહીં આવો મનુષ્યભવનો અવસર ખરેખર ધર્મ કરવાને માટે આવેલો છે માટે ભૂલી ન જા, ચૂકીશ નહી અવસર ચૂકેલા મનુષ્યોની એક કોડીની પણ કિમત નથી, અને તેનુ જીવન ખરેખર ધૂળથી પણ અન ત ગુણ હલકુ છે સર્વ પાપની બદબોઇ કાઢવાને માટે અથવા કર્મ રૂપી શયતાનથી મુક્ત થવા માટે અને પૂર્ણ સ્વત ત્ર થવા માટે આ મનુષ્યભવ છે એવા મનુષ્યભવને જેણે હાર્યો તેણે સર્વ હાર્યુ છે મનુષ્યભવ ચિ તામણિ રત્ન કરતા પણ અન ત ગણો ઉત્તમ છે ઈદ્ર ચ દ્ર નાગે ન્દ્રની પદવી પણ મનુષ્ય ભવના બે ઘડીના શુકલધ્યાનના ચારિત્રને પહોચવા શક્તિમાન્ નથી એવો મનુષ્યજન્મ ખરેખર પરમાત્માની પ્રાપ્તિ થવા માટે છે માટે હે ચેતન ! તુ મનુષ્ય ભવને ફોગટ ન ગુમાવ, અને જૈનધર્મમા તારૂ મન સ્થિર કરીને આત્માની શુદ્ધિ કર ! ! જે મનુષ્ય આત્મજ્ઞાનનુ દાન કરે છે અને અનેક સદ્ગુણોનુ બીજાઓને દાન કરે છે, અન્ય મનુષ્યોને સમકિતનુ દાન કરે છે, તે આત્માના પૂર્ણાનન્દનો ભોગ પામે છે, અને એવા આત્માર્થી મનુષ્યો સમકિતની પ્રાપ્તિપૂર્વક ચારિત્રની પ્રવૃત્તિ કરીને મોક્ષ પદને પામે છે મોક્ષમા અન ત સુખ છે સમ્યગ્ દર્શન પામ્યા પછીજ મનુષ્ય, મોક્ષ પામી શકે છે સમ્યગ્ દર્શન પછીજ ધર્મક્રિયાની ખરી જાગૃતિ પ્રગટે છે અને પશ્ચાત્ અલ્પક ર્મનો બ ધ અને અનેક કર્મની નિર્જરા થાય છે અપુનર્બ ધક દશાવાળો સમ્યગ્દૃષ્ટિ આત્મા થાય છે ચોથા આરામા કેવલ જ્ઞાનની પ્રાપ્તિના જેવી હાલ પાચમા આરામા સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ છે માટે હે ચેતન ! તુ અત્ય ત લગની લગાવીને દેવગુરૂ ધર્મની આરાધના કર અને જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાપ્તિમા અત્ય ત પુરૂષાર્થ ફોરવ ! ! અને સર્વ પ્રકારના કર્મના દુ ખરૂપ અપમ ગલોનો નાશ કરીને આત્માના આન દની મ ગળમાળાને પ્રાપ્ત કર ! ! હે ચેતન તુ આન દમ ગળ રૂપ છે માટે આત્મા ના શુદ્ધોપયોગથી આન દરૂપ મ ગળતાને પ્રગટ કર અને દેહ છતા દેહમા પ્રભુરૂપે જીવીને અન ત આન દનો ભોકતા થા !

આત્મશિક્ષા ભાવના ગ્રથ અને પ્રસ્તાવિક દુહાનુ ઉપર પ્રમાણે વિવેચન કર્યુ, આત્મ પ્રકાશના એકસો પચાશી દુહા છે પ્રવર્તક મહારાજ શ્રી ઋદ્ધિસાગરજીના જ્ઞાનભડારમાથી વિ સ ૧૯૨૦ ના મહા વદિ ૮ વાર મગળ શ્રી પાટણમા લખેલી આત્મશિક્ષાભાવના નામની પ્રતિ મળી, તેમાથી એકસો પચાશી દુહા નોટ બુકમા ઉતારી લીધા અને તે ઉપર વિવેચન કર્યુ પહેલા વિ સ ૧૯૭૧ મા આત્મશિક્ષા નામનુ પુસ્તક અ૦ જ્ઞા૦ પ્ર૦ મ૦ તરફથી છપાઈ ગયુ હતુ, અને બુદ્ધિસાગર ગ્રથમાળાના ત્રીસમા અક તરીકે તે છપાઇ ગયુ હતુ, પણ તે મડળના ગ્રથોના અક તરીકે પાછળથી પ્રસિદ્ધિમા આ યુ નહોતુ તથા પૂર્વે જે આત્મશિક્ષા ભાવના છપાઈ હતી, તેમા આત્મશિક્ષા ભાવનાના દુહા અને પ્રસ્તાવિક દુહા બને સેળભેળ થઈ ગયા હતા પણ પ્રવર્તક મહારાજશ્રી ઋદ્ધિસાગરજી મહારાજના જ્ઞાન ભડારમાથી આત્મશિક્ષા ભાવનાની જુદી પ્રતિ મળતા આત્મ શિક્ષા ભાવના ગ્રથના દુહા અને પ્રસ્તાવિક દુહા બનેને જુદા પાડવામા આવ્યા અને તે ઉપર જુદુ જુદુ વિવેચન કરવામા આવેલુ છે પહેલા શ્રી માણુચદજી મહારાજની છ સજ્ઝાયોને આત્મશિક્ષા પુસ્તક ભેગી છપાવી હતી અને તેના ઉપર વિવેચન કર્યું હતુ પણ પાછળથી વિ. સ ૧૯૮૦ ના પેથાપુરના ચોમાસામાં શ્રી મણિચદજી મહારાજની એકવીસ સઝાયોનુ જુદુ પુસ્તક પ્રવર્તક શ્રી ઋદ્ધિસાગરજીના જ્ઞાનભડારમાથી મળી આ યુ અને તે ઉપર શ્રાવણ માસમા વિવેચન કરવામા આ યુ, અને આત્મશિક્ષા ભાવના ગ્રથ કે જે મુનિશ્રી પ્રેમવિજયજી કૃત છે, અને જે વિ સ ૧૬૬૨ મા ઉજ્જયીની નગરીમા વૈશાખ પૂર્ણિમાના રોજે રચેલો છે તેના ઉપર ભાદરવા માસમા વિવેચન કર્યું અને તે આસો માસમા પૂર્ણ કર્યો. ત્યાર પછી પ્રસ્તાવિક દુહા ઉપર વિવેચન લખવા આરભ્યુ અને આસો સુદિ ૮ ના રોજ તેનુ વિવેચન પણ પૂર્ણ લખી દીધુ તપાગચ્છ સાગર શાખામા મહામુનિ ક્રિયોદ્ધારક શ્રી નેમિસાગરજી ગુરુ મહારાજ થયા, તેમના શિષ્ય પૂર્ણ પ્રતાપી સૂર્યસમાન પ્રકાશી, પચ મહાવ્રતધારી, સવેગી, મુનિગણ શિરદાર, વચનસિદ્ધ, મહા

પુરૂપ શ્રી રવિસાગરજી ગુરૂ મહારાજ સાહેબ થયા તેમના શિષ્ય ગુરૂસેવામા રક્ત, વૈયાવચ્ચીમા શિરોમણિ, પચમહાવ્રતી, પચા ચાર પાલક, બાળબ્રહ્મચારી શ્રી સુખસાગરજીગુરૂ મહારાજ સાહેબ થયા, તેમના ચરણ કમલમા ભૃગસમાન એવા ( મે )

બુદ્ધિસાગરે સ્વગુરૂ મહારાજની કૃપાબળે વિ સ ૧૯૮૦ માં પેથાપુરમાં ચોમાસુ કરી આશ્વિન સુદિ અષ્ટમીના રોજ ચઢતે પ્રહરે આ વિવેચન પૂર્ણ કર્યું, આત્મશિક્ષા ભાવનાગ્રન્થ પર વિવેચન કરી તેનુ નામ આત્મશિક્ષા ભાવનાપ્ર- કાશ પાડ્યુ અને પ્રસ્તાવિક દુહા પર વિવેચન કર્યું તેને સર્વ લોકો વાચો, સાભળો અને આત્માને પરમાત્મા બનાવવા શુદ્ધોપયોગી બની પૂર્ણાનન્દમય મ ગલપદને પામો

ॐ अर्हं महावीर शान्तिः ३

મુ પેથાપુર

લે બુદ્ધિસાગર ૧૯૮૦ આશ્વિન સુદિ અષ્ટમી.



## अरिहत प्रभुप्रार्थना ध्येय ( स्तवन )

( શ્રી શંખેશ્વર પાર્શ્વજિનવર એ રાગ )

અર્હું પ્રભુ સ્મરૂ નમુ વદના કરૂ, તુજ ગુણોને પામવા પ્રવૃત્તિ આદરૂ,
આતમને પરમાતમ કરવા, આદર્શ તુ છે ધ્યેય,
સર્વ શક્તિઓ પ્રગટ કરવા, માટે તુ આદેય  અર્હું૦ ॥ ૧ ॥

મન વચ કાયા પવિત્ર કરવા, પરિહરવા સહુ પાપ,
મહાવીર જીનવર શરણ કર્યું તુજ, તુ છે માને બાપ  અર્હું૦ ॥ ૨ ॥
દર્શનજ્ઞાન ચરણરૂપી નિજ, વરવા આત્મ સ્વભાવ,
પલપલ સ્મરણ કરૂને વન્દુ, છડુ નકી વિભાવ  અર્હું૦ ॥ ૩ ॥
સાક્ષીભાવે નિજઉપયોગે, સ્વાધિકારે કાજ,
કરીશ વ્યાવહારિક ધાર્મિક સહુ, પામવુ તારૂ રાજ્ય  અર્હું૦ ॥ ૪ ॥
દેવગુરૂને ધર્મની શ્રદ્ધા, સમકિતને ચારિત્ર,
તુજ ઉપદેશમયી સહુ શાસ્ત્રો, માનુ સત્ય પવિત્ર  અર્હું૦ ॥ ૫ ॥
જૈનધર્મ માટે સહુ સ્વાર્પણ, કરી તુજમા અર્પાઉ,
ધર્મ કાર્ય આવશ્યક કરીને, આતમ શુદ્ધિ પાઉ  અર્હું૦ ॥ ૬ ॥
નિગ્રહું આસ્રવ કર્મો, શરણ કર્યું તુજદેવ,
બુદ્ધિસાગર જગઉદ્ધારક, વીર ! કરૂ તુજ સેવ  અર્હું૦ ॥ ૭ ॥